ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા-મણકો ૮ મો.

# જંગલની જડીબુટ્ટી.

## ભાગ ચોથો.

લેખક તથા પ્રકાશક,
**વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ.**
( પશુ ચિકિત્સા, આકાશવાણી, પ્લેગ ચિકિત્સા, પ્રાચીન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ, અમુલ્ય રત્નહાર, ચિકિત્સાતત્ત્વસુધાસિંધુ વિગેરેના કર્ત્તા. )
વડાગામ-વાયા-તલોદ-એ. પી. રેલવે.



શોધિતવર્દ્ધિત દ્વિતીયાવૃત્તિ] પ્રત. ૧૦૦૦ [ઈ. સ. ૧૯૨૨

કિંમત. } કાચા પુંઠાના રૂા ૦-૧૦-૦ / પાકા પુંઠાના રૂા. ૦-૧૪-૦ { પોષ્ટેજ જુદું.

# દ્વિતીયાવૃત્તિની ભૂમિકા.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ અત્યંત લોકપ્રિય થઇ સ્વલ્પ સમય-માંજ ખપી જવા છતાં જન સમાજની માગણી જેવીને તેવીજ તીવ્ર રહેવાથી તેની દ્વિતીયાવૃત્તિ પ્રગટ કરવાની આવશ્યકતા જણાઇ છે એ ઓછું આનંદદાયક નથી, પરંતુ ઉત્તમ ગ્રંથો પોતાની મેળેજ રસ્તો કરે છે " એ કથનાનુસાર સર્વ સાધારણ મનુષ્યોને પણ સ-દૈવ ઉપયોગી થઇ પડે એવું આ પુસ્તક જન સમાજ તરફથી આવા સત્કારને પામે એમાં કંઈ પણ આશ્ચર્ય નથી ગ્રંથ મુદ્રણને લગતાં સાધનોની અસહ્ય મોંઘવારીના લીધે જો કે તેની મૂળ કિંમતમાં સ્વલ્પ વધારો કરવાની ફરજ પડી છે, પરંતુ તે સાથે તેટલા પુરતો તેમાં યોગ્ય સુધારો વધારો કરવાનો પણ બદલો આપવામાં આવ્યો છે, અને તેથી આશા રખાય છે કે પ્રથમાવૃત્તિની માફકજ આ આવૃત્તિ પણ જન સમાજની પ્રીતિનું પાત્ર થઇ પડશે. એજ. સુજ્ઞેષુના કિમ્ બહુના.

વડાગામ.
ઋષિ પંચમી.
સં. ૧૯૭૮

ભવદીય.
વૈદ્ય શાસ્ત્રી શામળદાસ સેવકરામ.

# અત્યંત ઉપયોગી વિષયોની અનુક્રમણિકા.

**વિષય.** **પૃષ્ઠ.**

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|




## ભવિષ્યમાં પ્રગટ થનારાં પુસ્તકો.

# જટીલી ક્રિયા અને સુવર્ણ વિદ્યા.

એક અમેરીકન પ્રોફેસરે એવી ખબર ફેલાવી છે કે:-મને પાકે પાયે ખબર મળી છે કે જર્મન રસાયનશાસ્ત્રી હલકી ધાતુઓમાંથી સોનું બનાવવાના પ્રયોગમાં ફત્તેહમંદ થયો છે.

આ સમાચાર ઉપરથી આખુ યુરોપ આશ્ચર્યમાં દિગ્મૂઢ થઈ રહ્યું છે, પરંતુ આર્યાવર્તને માટે તેમાં કંઈપણ નવિન નથી; કારણ પારામાંથી સોનું બનાવી શકાય છે, તેમજ ત્રાંબુ, કલાઈ વિગેરે હલકી ધાતુઓને સોનાના સ્વરૂપમાં ફેરવી શકાય છે એ વાતની ખાત્રી હજારો વર્ષથી આ દેશમાં પ્રસંગોપાત્ થતી આવેલી છે, પરંતુ હાલમાં તેવી ક્રિયાઓના જાણનારા પુરૂષો અતિ વીરલા છે, અને તેથી જે વિદ્યા સિદ્ધ કરવાની મહત્વાકાંક્ષા ધરતાં ધરતાં લાખો જટાધારી મરી ગયા, કીમીયાગરો દીવાના થયા, વૈદ્યો અને હકીમો સ્વધામ ગયા છતાં યત્કિંચિત્ ફળ પ્રાપ્ત થયું નહિ તે સબંધિ યથાર્થજ્ઞાન જો પ્રકાશમાં આવે તો જનસમાજને અનહદ લાભ થાય એમ ધારી અનેક વર્ષો સુધી સતત પરીશ્રમ કરતાં જે જ્ઞાન પ્રાપ્ત થયું છે તેનો લાભ દેશબંધુઓને પણ આપવો એવી ઇચ્છાથી આ પુસ્તક લખવામાં આવ્યું છે, જે આવતા વર્ષમાં છપાઈ બહાર પડશે. કીમીયાના સેંકડો પ્રયોગો કે જેઓ આજકાલ સિદ્ધ થતા નથી. તેઓનો ઉતારો આપી પછી તેઓને સાધ્ય કરવાનો સુલ્લભ માર્ગ તેમજ સત્યક્રિયાઓનો પૂર્ણ ખુલાસો આપવા ઉપરાંત આકાશગમન કરાવનારી, શતસ્ત્રી રમણની શક્તિ આપનારી, સુવર્ણસિદ્ધિ દાયિની, જરા મૃત્યુ ટાળનારી વિગેરે અનેકવિધ ફળપ્રદ પારદગુટિકાઓ, અજબ ફળપ્રદ ત્રાંબાની શ્વેતભસ્મો, સોમલ, ગંધક, હરતાલનાં તેલો, ધાતુઓની ઔષધ તરીકે વપરાતી તેમજ કીમીયાના કામમાં વાપરવા લાયક ભસ્મો વિગેરે સબંધિ સાતસો રસગ્રંથોમાં જણાવ્યા કરતાં તદ્દન નિરાળી પરંતુ અનુભવિક અનેક ગુપ્ત જટીલી ક્રિયાઓ જણાવી રસસિદ્ધિ, દેહસિદ્ધિ તેમજ સુવર્ણસિદ્ધિને મૃત્યુ સજીવન કરવામાં આવી છે, જેથી વૈદ્ય, ડૉકટરો, કીમીયાગરો દરેકને આ પુસ્તક એક સરખું ઉપયોગી છે. કિંમત રૂ. ૧-૪-૦ સવા પાકા પુંઠાનો રૂ દોઢ પોસ્ટેજ જુદુ.

**મેનેજર વિદ્યાકળા પ્રચારક મંડળ.**

# ભારતીય વૃષ્ટિ વિદ્યા

જગતનો પ્રાણ અન્ન છે, બળ અન્ન છે, સઘળાં કાર્યો પણ અન્નથીજ સિદ્ધ થાય છે, એટલુંજ નાહ પરંતુ દેવો, દાનવા અને માનવોનું જીવન પણ અન્નનેજ આધિન છે.

જે અન્નનો આટલો બધો મહિમા છે, તે અન્ન ખેતિવડે ઉત્પન્ન થાય છે, અને ખેતી જો સારી વૃષ્ટિ હોય તોજ સફળ થાય છે; એટલા માટે દરેક વર્ષમાં કેવી વૃષ્ટિ થશે એ સબંધિ અગમચેતીવાળુ જ્ઞાન પ્રાપ્ત કરવું એ દરેક મનુષ્યનું પ્રાથમિક કર્ત્તવ્ય છે.

આ કર્ત્તવ્યને પુર્ણ કરવાને માટે કુદરતનાં ગૂઢ તત્ત્વોને જાણુનારા ત્રિકાલદર્શી મહર્ષિઓએ પરોપકાર દ્દષ્ટિથી પૂર્વકાળમાં આ વિદ્યા પ્રગટ કરી હતી. જેના આશ્રયથી પ્રત્યેક વર્ષમાં થનારી વૃષ્ટિ, અનાવૃષ્ટિ, સુકાળ, દુષ્કાળનો નિર્ણય ઘણા સમય પહેલાં અગાઉથીજ થઇ જતો હતો અને તેથી દુષ્કાળના સમયમાં જાનમાલનું રક્ષણ કરવાને માટે અનાજ, ઘાસ વિગેરે જોઇતાં સાધનોનો અગાઉથીજ સંગ્રહ કરી રાખી લોકો સુખ, શાન્તિમાં સમય નિર્ગમન કરતા હતા.

આ પ્રાચીન વૃષ્ટિ વિદ્યાનું જ્ઞાન જન સમાજમાં આજકાલ જોઇએ તેવું ન રહેલું હોવાથી આખું ચોમાસુ આકાશ તરફ તાકી રહેવામાંજ પ્રસાર થાય છે. આ વિદ્યાનું ઉપયોગીપણું જોઇને તેના જ્ઞાન માટે જોકે સરકાર તરફથી ઑબઝરવેટરીઓ સ્થાપન કરી તેમાં બહુ મૂલ્ય યંત્રો રાખવામાં આવ્યાં છે, પરંતુ તેની સહાયતાથી માત્ર તાત્કાલિક વૃષ્ટિનોજ નિર્ણય થઇ શકે છે, કિન્તુ આખા ચોમાસામાં થઇને કેટલો અને ક્યારે, ક્યારે વર્ષાદ થશે તેનો ઘણા સમય અગાઉથીજ નિર્ણય કરવામાં એ સાધનો વિશેષ ઉપયોગી નથી, અને તેથી પ્રાચીન વિદ્યાનો પુનઃ પ્રચાર થાય તો એ અડચણ દુર થાય એમ ધારી અનેક ગ્રંથો તેમજ ઘણા સમયના જાતિ અનુભવના આધારે આ પુસ્તક લખવામાં આવ્યું છે. જે આવતા વર્ષમાં છપાઇ બહાર પડશે. કિંમત કાચા પુંઠાનો રૂા. સવા, પાકા પુંઠાનો રૂા. દોઢ, પોષ્ટેજ જુદુ.

મેનેજર વિદ્યાકળા પ્રચારક મંડળ.

॥ ॐ श्री ॥

# જંગલની જડીબુટ્ટી.

## ચતુર્થ ભાગ.

---

त्रिभुवन जनरोग ग्राम संग्राम जेताऽ.
मृत भृत घृत कुम्भो द्गुणं हस्ता युधश्रीः ।
अमर मथित दुग्धाम्भोधिलब्धोदयऽसौ
दलयतु दुरितौघान्नाद्य वैद्याधिपो वः ॥

---

અમૃતથી ભરેલા કળશરૂપી આયુધને કરમાં ધારણ કરીને તેના વડે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે ભુવનમાં નિવાસ કરી રહેલાં મનુષ્યોના રોગ સમુહનો જેણે પરાજય કર્યો છે અને દેવોએ ક્ષીર સમુદ્રનું મથન કરતાં જેનો ઉદય થયો છે, એવા આદ્ય વૈદ્ય શ્રી ધન્વંતરી ભગવાન અમારાં સર્વે અશુભોનો નાશ કરો.

---

# અશોક.

સં. અશોક, અંગના પ્રિય, હિં. અશોક, અશોગિ. બં. અસ્પાલ. મ. અશોક, ગુ. અશોક આસોપાલવ. લા. Jonesia Asoka. (saraca Indica) Guatterera Longifolia.

વિવરણ—આસોપાલવના વૃક્ષની બે જાત થાય છે, એક જાતિનાં પાંદડાં રામફળીના જેવાં અને ફુલો નારંગી રંગનાં થાય છે, જે વસંત ઋતુમાં ખીલે છે, આ જાતને "જોનશીઆ અશોક" ને નામે વનસ્પતિ શાસ્ત્રવેત્તાઓ ઓળખે છે, અને તેજ ખરો અશોક છે એમ માને છે. બીજી જાતનાં વૃક્ષોનાં પાંદડાં આંબાને મળતાં થાય છે, એનાં ફુલ સફેદ રંગનાં થતાં હોઇ કંઇક સાધારણ પીળા રંગનાં થાય છે, અને તેને ચોમાસાના આરંભમાં ફળ આવે છે, કાચાં ફળોનો રંગ લીલો હોય છે પરંતુ પાકે છે ત્યારે કાળાશ પડતો લાલ થઇ જાય છે, આ જાતનાં વૃક્ષો એ ખરો અશોક નથી, એમ હાલના વિદ્વાનો માને છે, તોપણ ઔષધના કામમાં આ બન્ને જાતો આજકાલ વપરાય છે.

ગુણ દોષ તથા ઉપયોગ—વૈદ્યક નિઘંટકારોએ અશોકને ઠંડો, મધુર, કડવો, મળને રોકનાર, વર્ણને ઉજળો કરનાર, તુરો તથા અપચી નામની ગાંઠ, તરસ, બળત્રા, કૃમિ, સોજા, વિષ અને રક્તદોષને નાશ કરનારો માન્યો છે, તોપણ તેનો ખાસ ઉપયોગ સ્ત્રીઓનાં દરદો ઉપર થાય છે, શોઢલ જણાવે છે કેઃ—

अशोकस्य त्वचारक्त प्रदरस्य विनाशिनी ॥

આસોપાલવની છાલ રક્ત પ્રદરનો નાશ કરવાવાળી છે, પરંતુ અનુભવ ઉપરથી માલમ પડયું છે કે તે સફેદ, લાલ, લીલાં કાળાં વિગેરે વિવિધ પ્રકારનાં પ્રદરોને દુર કરે છે. આ કાર્યના માટે તેની "અશોકારીષ્ટ" "અશોક ઘૃત" વિગેરે વિવિધ શાસ્ત્રોક્ત બનાવટો વપરાય છે, અને એ ઉપરાંત વિદ્વાન્ વૈદ્યોએ શોધી કાઢેલી પણ અનેક બનાવટો છે, જે દરેકનો અનુભવ લેતાં નીચેની બનાવટો અતિ ઉત્તમ ગુણવાળી જણાઇ છે.

અશોક ઘૃત--આસોપાલવની અંતરછાલ બસો તોલા લેઇ તેને ખાંડી ખોખરી કરી સોળશેર પાણી સાથે ઉકાળતાં ચારશેર પાણી બાકી રહે ત્યારે ઊતારી ગાળી લેવું, જીરૂં બશેર લેઇ તેટલાજ પાણી સાથે ઊકાળતાં ચાર શેર પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું, ચોખાનું ધોવરામણ ચાર શેર લેવું, બકરીનું દુધ ચાર શેર લેવું, જળભાંગરાનો રસ પણ એટલોજ લેવો, અને ગાયનું ઘીપણ ચાર શેર લેઇએબધાંને લોઢની કઢાઇમાં નાંખવાં, તેમજ વિદારી કંદ આઠ તોલા. શતાવરી બાર તોલા, આસંધ આઠ તોલા, ડોડી આઠ તોલા, જેઠીમધ આઠ તોલા, ફાલસાં આઠ તોલા, અંજીર આઠ તોલા, રસવંતી એટલે દારૂહળદરના ઉકાળાના જળમાં બકરીનું દુધ મેળવી તૈયાર કરેલો માવો ચાર તોલા, આસોપાલવનાં મૂળની અંતરછાલ ચાર તોલા, દ્રાક્ષ ચાર તોલા અને તાંદળજાનાં મૂળ ચાર તોલા એ બધાને પાણી સાથે વાટીને ચટણી જેવાં કરીને તેમાં ઉમેરીને પછી ધીમા અગ્નિથી ઊકાળતાં જ્યારે પાણીનો ભાગ બળી જઇને ઘી માત્ર બાકી રહે ત્યારે ઊતારીને ગળી લેવું અને તેમાંથી દરરોજ સવાર,

સાંઝ દરેક વખત દરદીની પ્રકૃતિનો વિચાર કરીને ૦। થી એક રૂ. ભાર જેટલું લેઇ સહેજસાજ ગરમ કરેલા દુધમાં નાંખીને પાવુ, રક્ત પ્રદર એટલે લોહી વા ઉપર તો આનો ઉપયોગ રામબાણ ગુણકારી નીવડેછેજ, પરંતુ શ્વેત પ્રદર એટલે ધોળી ધાતુ જવા ઉપર પણ તે ઉપકારી છે. વળી જેમાં માંસ ધોવામાં આવ્યું હોય તેવા જળના રંગવાળો તેમજ લીલો, પીળો કે કાળો શ્રાવ હમેશાં વહ્યાં કરતો હોય તેવા પ્રદરોમાં પણ અત્યંત ફાયદો કરે છે, થોડોજ સમય થયાં થયેલું પ્રદરનું નવિન દરદ તો "પ્રદરાન્તક," પ્રદરારિલોહ" વિગેરે ઓષધોથી પણ મટે છે પરંતુ જીર્ણ દરદોમાં જ્યારે બીજું એક પણ ઔષધ માફક આવતું નથી, ત્યારે આ ઔષધ અવશ્ય ગુણકારી નીવડે છે. અને એ રીતે સ્ત્રીઓના સંબંધમાં અશોકવૃક્ષ અત્યત હિતકારક હોવાથીજ તેને "અંગના પ્રિય" અને સઘળા શોકો, સઘળાં દુઃખોને હરનારૂં હોવાથીજ "અશોક" એવાં ઊત્તમ નામો પ્રાપ્ત થયેલાં છે.

જો કે આ સ્ત્રીઓના રોગોનું ઓષધ છે, પરંતુ પુરૂષોના જીર્ણ પ્રમેહ ઉપર પણ ઇચ્છિત ફળને આપે છે.

અશોકાવલેહ—આસોપાલવની છાલ બશેર એટલે એંશી તોલા, મોચરસ એટલે સેમળાનો ગુદર ચાળીશ તોલા, ધાવડીનાં ફુલ ચાળીશ તોલા, તથા શેકેલા ચોખા ચાળીશ તોલા લેઇ સોળશેર પાણી સાથે ઊકાળતાં ચારશેર પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઇ જીરૂં, રૂમી મસ્તકી, આમળાં અને રતાંજળી એ દરેકનું ચુર્ણ, ૦। ૦। તોલો અને સાકર અર્ધોશેર મેળવી મંદાગ્નિથી પકવતાં જ્યારે શીરા જેવું ઘટ્ટ થાય ત્યારે તેમાં ચાર વાલ કપુરનું ચૂર્ણ ઊમેરી કાચની

બરણીમાં રાખી મુકવું, અને તેમાંથી દરરોજ સવાર, સાંજ ૦। થી ૦॥ તોલા જેટલું ખાઇ ઉપર બકરીનું દુધ પીવુ જેથી દરેક જાતનાં પ્રદરોની શાન્તિ થાય છે તેમજ ગર્ભાશય શુદ્ધ થાય છે.

**અશોકાદિ કવાથ**–આશોપાલવની છાલ, અનંતમૂળ, લોધર, દારૂહળદર, ધરોનાં મૂળ, હરડેદળ, ધોળા ચણોઠીનાં મૂળ અને ડાભનાં મૂળ એ બધી ચીજો સરખા ભાગે લેઇ ખાંડી ખોખરી કરી તેમાંથી સવાર, સાંઝ દરેક વખતે બે તોલા જેટલું લેઇ ચોસઠ તોલા પાણી સાથે ઊકાળતાં જ્યારે ચાર તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઇ પીવું. ધોળા પ્રદરને માટે આ મહૌષધ મનાય છે.

ચણોઠીના મૂળને ઉપયોગમાં લેતા પહેલાં ગાયના દુધ સાથે સારી પેઠે ઉકાળીને પછી પાણીથી ધોઇને વાપરવાં.

જેમ આ ઔષધ એટલે અશોક વૃક્ષ રક્ત પ્રદરના માટે રામ બાણ ઔષધ મનાય છે, તેવીજ રીતે રક્તાર્શ એટલે લોહી પડતા અર્શને માટે પણ ઉત્તમ ગુણકારક મનાય છે, એક બંગાળી મહાત્માનું તો એટલે સુધી કહેવું છે કે—

**अशोक मूलेर छाल सोनार मादूलोर भितर पूरिया कोमरे धारण करिले अर्शोरोग निवारित हय।**

અશોકના મૂળની છાલ સોનાના માદળીઆમાં ભરીને પછી તે માદળીયું કમરે બાંધી રાખવાથી અર્શનું દરદ નાબુદ થાય છે.

ડોકટર વોટ, ડોકટર ડીમક, ડોકટર એન્સલી વિગેરે વિદેશી વિદ્વાનો આ ઔષધિ સબંધિ અભિપ્રાય આપતાં જણાવે છે કેઃ-

The bark is strongly astringent, as it contains tannin. It is much, used by native physicians in uterine affictions, especially in menorrhagia. A decoction of the bark in milk is generally prescribed, The dose is 1 ounce three times a day commenced from the fourth day of the monthly period and continued daily till the bleeding ceases. Fresh decoction must be made every day, A decoction of the bark in water with dilute sulphuric acid is also used. The bark is useful in internal haimorrhoids also. Flowers pounded and misal with water are useful in harmorrhagic dysentery.

આસોપાલવની છાલ સખત ગ્રાહી છે, કેમકે તેમાં ટેનીન એસિડ સમાએલો છે, ગર્ભાશયનાં દરદોમાં અને તેમાં પણ રક્ત પ્રદરના માટે દેશી વૈદ્યો તરફથી તે અતિશય વપરાય છે. એની છાલનો દુધ સાથે ઊકાળો કરીને આપવો. એ ઉપયોગ કરવાની સર્વ સાધારણ રીત છે. (આઠ તોલા છાલ, આઠ તોલા દુધ અને ૬૪ તોલા પાણીને સાથે ઉકાળતાં પાણીનો ભાગ બળી જઇ દુધ માત્ર બાકી રહે ત્યારે ઊતારી ગળી લેઇ વપરાય છે.) દરેક વખત દવા પીવાનું માપ એક અધોળનું છે, અને ઋતુસ્રાવના ચોથા દિવસથી શરૂ કરીને દરદ નાબુદ થતાં સુધી અપાય છે. દરરોજ તાજો ઊકાળો કરવો જોઇએ.

ગજી દુધના બદલે છાલનો પાણી સાથે ઉકાળો કરીને તેમાં ડીલ્યુટ સલ્ફ્યુરીક એસિડ યોગ્ય માપમાં મેળવીને પણ આપવામાં આવે છે. વળી છાલનો ઉકાળો લોહી પડતા અંદરના અર્શમાં ઉપયોગી છે અને ફુલને વાટી પાણી સાથે પીવાથી રક્તાતિસાર શમે છે.

---

## અરડુસો.

સં. અરલુ, શ્યોનાક, ટુંટુંક, હિ. મહારૂખ, અરૂસા, મહાનિંબ, મ. મહાનિંબ, અડુલસા, મારૂખ. બં. મહારૂખ સોના. લા. Ailantus exelsa

વિવરણ—અરડુસાનાં ઝાડો લીંમડા જેટલાં ઉંચાં થાય છે. એનું થડ અને ડાળીઓ ઘણું કરીને સીધાં હોય છે અને તેઓની છાલનો રંગ ધોળી રાખ જેવો હોય છે. પાંદડાં ચારથી આઠ ઇંચ લાંબા અને બેથી ત્રણ ઇંચ પહોળાં હોઇ લીમડાનાં પાંદડાંની માફક દાંતાવાળાં હોય છે. એનાં ફુલો પણ લીંબડાની માફક પીળાશ લેતા લીલા રંગનાં હોઇ તે શિયાળામાં આવે છે અને પછી પીત પાપડાની માફક લંબાઇ વાળી શીંગો બેસી તે ઉનાળાની આખરે પાકી જાય છે. આ ઝાડ ગુજરાત તેમજ કાઠીયાવાડમાં સર્વે સ્થળે થતું હોવાથી દરેક જગ્યાએ પ્રસિદ્ધ છે અને કોઇ કોઇ સ્થળે મરમઠય કે મીઆં નગરીના નામે પણ ઓળખાય છે.

ગુણધર્મ અને ઉપયોગ–નિઘંટકારોએ તો અરડુસાને તુરો, કડવો, તીખો, જઠરાગ્નિને દીપન કરનારો, મળ રોકનાર, શીતળ,

વીર્યવર્ધક, બળદાયક તથા વાયુ, પીત્ત, સન્નિપાત, તાવ, કફ, ત્રિદોષ, અરૂચિ, આમવાત, કૃમિ, ઊલટી ખાંસી, અતિસાર, તૃષા અને કોઢનો નાશ કરનારો માન્યો છે. પરંતુ જડીબુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારાઓને તેના જે અમૂલ્ય ગુણો અનુભવમાં આવ્યા છે, તે નીચે મુજબ છે.

**પ્રસવ પછીની નબળાઇ**—કેટલીએક સ્ત્રીઓને પ્રસવ થયા પછી ચાર, છ દિવસ સુધી જે અસહ્ય પીડનું દરદ શરૂ રહે છે તેઓને એની છાલનું ચૂર્ણ પંદર ધડીં ભાર લેઇ તેટલીજ સુંઠ અને ગોળ સાથે મેળવી ત્રણ ગોળીઓ વાળી સવાર, બપોર અને સાંઝ એમ દરેક વખત એક, એક ગોળી આપવાથી અજાયબ રીતે પીડનું દરદ નાબુદ થાય છે. વળી આ ગોળીઓ દશ, પંદર દિવસ ચાલુ રાખવાથી પ્રસવથી આવેલી નબળાઇ દુર થાય છે જેથી સુવારોગ થવાનો ભય રહેતો નથી.

**એક અજાયબ પ્યાલાની બનાવટ**—એની છાલ તેમજ લાકડામાં ઇંગ્રેજી દવા "કવાશીઆ"ની માફક વિષમ જવરહર ગુણ રહેલો છે. અને તેથી તાવ ઉપર એની છાલની ભુકી દર ટાઇમે પાંચ ધડીંભાર આપવામાં આવે છે એટલુંજ નહિ પરંતુ એના લાકડામાંથી ન્હાનો પ્યાલો બનાવી તે પ્યાલામા રાત્રે પાણી ભરી રાખી સવારના પીવાથી રોજીઓ, એકાતરીઓ, ચોથીઓ વિગેરે તાવો આવતા અટકી જાય છે. આ કાર્યને માટે વિદેશથી કવાશીઆના કપો એટલે પ્યાલાઓ આવે છે અને તે મોંઘી કિંમતે વેચાય છે, તેના કરતાં આ મફત મળતા દેશી કવાશીઆમાંથી પ્યાલા બનાવી મેલે-

રીઆની ૠતુમાં જો દરરોજ તેમાં ભરેલું પાણી પીવાનો અભ્યાસ રાખવામાં આવે તો મેલેરીઆની અસરમાંથી બચી જવાય છે અને એ રીતે કવાશીઆના કપો ખરીદવામાં થતી અર્થહાની તેમજ કિવનાઇનના સેવનથી થતી નુકસાનીમાંથી પણ રક્ષણ થાય છે.

**સંધિવાનો સરળ ઉપાય**—આ ઔષધિમાં વળી સેલિસેલિસાયલીક નામે વિદેશી ઔષધની માફક સ્નાયુઓને વિકાસવાનો ગુણ સમાએલો છે અને તેથી એની છાલનું ચૂર્ણ દિવસમાં ત્રણ વખત નિયમિત રીતે લેવામાં આવે અને પાંદડાંને વરાળીઆ કરી દુઃખતા સાંધાઓ ઉપર બાંધવામાં આવે તો અત્યંત ફાયદો થાય છે. એની છાલ વધારે વજનમાં લેવાય તો ઊલટી થાય છે. માટે દરેક વખતે પાંચ ઘઊંભાર લેવી જોઇએ.

**અતિસારનો અજબ ઉપાય**—વળી એમાં વિદેશી દવા "સેલોલ" ની માફક ઝાડા અને મરડાને દુર કરવાનો ગુણ પણ રહેલો હોવાથી રાજ નિઘંટકાર જણાવે છે કે:-

पुटपाकविधानेन रसोनिष्कास्य भक्षितः ॥
चिरंतनम तिसारं नाशयेदिति कीर्त्तितम् ॥

એની છાલ અને પાંદડાંને ઝીણાંવાટી ગોળોવાળી તે ઉપર વડનાં પાંદડાં વીંટાળી કપડમાટી કરી ભરસાડમાં ભારો માટી પાકીને લાલ થાય ત્યારે બહાર કાઢી ગોળાને નીચોવી લેતાં જે રસ નીકળે તે દર ટાઇમે બે તાલા જેટલો પીવાથી ઘણા દિવસનું જુનુ ઝાડાનું દરદ દુર થાય છે.

---

## આયાપાન.

સં. વિશલ્યકર્ણી, બં. વિશલ્ય કરણી, આયાપાન, આયાપાની.

વિવરણ—આ વનસ્પતી અત્રે પ્રસિદ્ધ નથી, પરંતુ બંગાળામાં સર્વ સામાન્ય છે. એનાં મોટાં વૃક્ષ થતાં નથી, પરંતુ સાધારણુ કદનાં રોપા થતા હોઇ કલકત્તા તરફ બાગ, બગીચાંઓમાં તે ચોગરદમ રોપવામાં આવે છે. એનાં પાંદડાં મ્હોટાં થતાં હોઇ તેનાં ડીટા તેમજ નસો સેહેજસાજ લાલ હોય છે, બગીચાઓ સિવાય જંગલમાં પણુ કુદરતી રીતેજ બંગાળામાં એ વિશેષ ઉત્પન્ન થાય છે.

ગુણુદોષ અને ઉપયોગ—વૈદ્યક નિઘંટોમાંથી એના ગુણુદોષ જડી આવતા નથી, તેમજ આ દેશમાં અપરિચિત હોવાથી ગુજરાતી વૈદ્યો તરફથી પણુ તેનો ઉપયોગ કરવામાં આવતો નથી, પરંતુ બંગાળી વૈદ્યો તેનો વિશેષ ઉપયોગ કરે છે. અને તેઓના કહેવા મુજબ તે એક દીવ્ય ઔષધિ છે.

કલકત્તાના પ્રતિષ્ટિત કવિરાજ હરલાલ ગુપ્ત આ વનસ્પતિ સબંધિ વર્ણુન કરતાં પોતાના એક ગ્રંથમાં જણાવે છે કેઃ—

एईरुप प्रवाद आछे. लक्ष्मण शक्ति शेले विद्ध हईले, हनुमान गंध मादन पर्व्वत हईते उहा आनयन करेन ओ उहाद्वारा तो हा के जीवित करेन. आयुर्व्वेद शास्त्रे ईहार अनेक गुण वर्णित आछे, रक्तस्राव बंद करिवार ईहा अमोघ औषध, रक्ता माशय, रक्तप्रदर, रक्तार्श, वा रक्तस्राव प्रभृति रोगे ईहार पत्रेर स्वरस पान करिले विशेष उपकार हय ।

એવું કહેવાય છે કે લક્ષ્મણ રાવણના બ્રહ્મ શકિત નામે આયુધથી વીંધાઇને મુર્છિત થયા હતા, ત્યારે હનુમાન ગંધમાદન પર્વત ઉપરથી આ ઔષધિ લાવ્યા હતા; અને તેના વડે તેઓને જીવતા કર્યા હતા. આયુર્વેદ શાસ્ત્રમાં એના અનેક ગુણો વર્ણવેલા છે, રકતસ્ત્રાવ બંધ કરવાને માટે આ અમોઘ ઔષધ છે. લોહી પડતો ઝાડો, લોહી વ્હેતું પ્રદર, લોહી પડતા અર્શ તેમજ શરીરના કોઇપણ અવયવમાંથી વહેતા લોહી માટે એનાં પાંદડાંનો સ્વરસ પીવાથી અત્યંત ફાયદો થાય છે.

કવિરાજ શ્રી દ્વારકાંનાથ વિદ્યારત્ન જણાવે છે કેઃ-

क्षत व्यक्ति आयापानेर पानार रस पानओक्षतस्थाने रस प्रदान करिले रक्तरोध ईहया वेदनादि निवारण हय, एवं एई रसपाने रक्त आमाशय रोगीर रोग निवारण हइ ते पारे.

જેને કોઇપણ જાતના શસ્ત્રનો ઘા પડ્યો હોય તે મનુષ્ય આયાપાનનાં પાંદડાંનો રસ પીએ અને ઘાની જગ્યાએ રસ ચોપડે તો લોહી વહેતું બંધ થાય છે, એજ પ્રમાણે એ રસ પીવાથી આમાશયમાંથી પડતું લોહી પણ બંધ થાય છે.

આવી દીવ્ય ગુણવાળી ઔષધિ આ દેશમાં ઊગાડવાને માટે દેશી વૈદ્યોએ પ્રયત્ન કરવો જોઇએ, વળી અમારા જાણવા મુજબ "ગુજરાત આયુર્વેદિક ફાર્મસીના" વનસ્પતિ સંગ્રહ સ્થાનમાં પણ આ ઔષધિ અસ્તિત્વમાં છે, તો તેનો જે કંઇ અનુભવ આવ્યો હોય તે વૈદ્ય કલ્પતરૂ પત્રદ્વારા જનહિત કાજે પ્રસિદ્ધ થવો ઘટે છે.

---

# ઊંદરકાની.

**સં.** આખુકર્ણી, ભૂચરી, **હિં.** ચુવાકાની, **મ.** ઊંદીરકાની, ઓપની, **બં.** ઊંદીરકાની, **ફા.** ગોશેમુષ. **લા.** Spomaca-reni formis.

**વિવરણ**—ઊંદરકાનીના વેલા ચોમાસે ઘણા ઊગી આવે છે, તેમજ તે કેટલીએક જગ્યાએ બારે માસ પણ જોવામાં આવે છે. આ વેલા એકથી ચાર ફીટ જેટલા લાંબા વધે છે, અને તેમાંથી ઘણી શાખાઓ નીકળે છે, એ શાખાઓ એક તરફ વળેલી હોય છે. અથવા તો ચારે તરફ પણ ફેલાઇ જાય છે. એના વેલાને ઘણું કરી ગાંઠે, ગાંઠે મૂળ ફુટી જમીનમાં ઊતરતાં જાય છે, અને તેજ સ્થળે ઉપરની બાજુ વેલામાંથી બીજી શાખાઓ નીકળી ફેલાતી જાય છે. વેલાનો રંગ પીળાશ લેતા લીલા અથવા તો ભૂરાસ લેતા ગતા રંગનો હોય ॥ થી ૧॥ ઇંચ જેટલાં લાંબાં, પહોળાં અને ઊંદરના કાનની માફક મથાળે કમાનાકાર ગોળાઇ લેતાં હોય છે. એનાં ફુલો સૂક્ષ્મ પીળા રંગનાં અને ફળો ચણાના દાણા જેવડાં હોય છે.

**ગુણદોષ અને ઉપયોગ**—આ વનસ્પતિમાં રક્તશોધક, મૂત્રલ, રેચક, વિષહર, અને શોથઘ્ન ગુણો રહેલા છે, તેમાં પણ રક્તશોધક ગુણ અતિ ઊત્તમ રીતે રહેલો છે, જેથી એનાં પાંદડાંનો સ્વરસ પીવાથી વિકાર પામેલું લોહી સુધરે છે અને જો ખાસ પિત્તની વિકૃતિ હોય તો તે ઉપર ઘણું સરસ કામ કરે છે. વાત રક્ત તથા ઉંદરવાની બળતરા ઊંદરકાનીનો રસ પીવાથી શાન્ત થાય છે.

પરંતુ આવાં દરદો ઉપર તેની સારી અસર થવા માટે ઓછામાં ઓછા ત્રણ માસ સુધી તેનો ઉપયોગ જારી રાખવો જોઇએ.

ઊંદરકાનીના આ ગુણ ઉપરાંત જડી બુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારાઓને તેના યોગથી પારાની ભસ્મ કરવાનો જે અમૂલ્ય પ્રયોગ અનુભવમાં આવ્યો છે તે નીચે મુજબ છે.

**પારદભસ્મ વિધિ**—ઊંદરકાનીનું પંચાંગ તથા ધોળી ચણોઠીનું પંચાંગ લેઈ કુટી કપડામા નાંખી દાબીને રસ નીચોવી લેવો અને તે રસ સાથે શુદ્ધ પારાને એક દિવસ ખરલ કરવો. પછી ખરલમાં બીજો રસ નાખીને તેમાં સાત દિવસ સુધી પારાને રહેવા દેતાં ખરલમાંથી જ્યારે રસનો ભાગ સુકાઈ જાય ત્યારે એક હાંલ્લીમાં ઊંદરકાની અને ચણોઠીના રસનો લેપ કરી તેમાં પારાને મૂકી એ હાંલ્લીના મુખ ઉપર બીજી હાલ્લી અવળી ઢાંકી તેનો સાંધો રાખ અને મીંઢાને પાણી સાથે કાલવી તેનાથી બધ કરી પછી હાંલ્લીને ચુલે ચઢાવી તેના નીચે છત્રીશ કલાક સુધી એક સરખો અગ્નિ કરવો. ઉપરની હાંલ્લી અત્યંત તપી ન જાય એટલા માટે તેના મથાળે એક બીનું કપડું ઢાંકી તેના ઉપર ઠંડા જળથી વારંવાર ટુવા દેતા રહેવું. સંપૂર્ણ અગ્નિ અપાઈ રહ્યા પછી જ્યારે હાંલ્લી શીતળ થઇ જાય ત્યારે તેમાંથી સૂર્ય મંડળ જેવી લાલ ભસ્મ કાઢી લેવી.

---

## ઊંધા ફુલી.

સં. અધઃપુષ્પી, રોમાલુ. હિં. અંધાહુલી, રતમુંડિઆ. મ. ઊંધી, ગાઓજા, બં. ચેતરહુલી. લા. Trichodesma Indicum.

**વિવરણ**—ઊંધા ફુલીના છોડવા ચોમાસે ઘણા ઊગે છે, તે

એકથી અઢીફીટ ઊંચા થાય છે. અને ઘણીવાર તેની શાખાઓ જમીન ઉપર ફેલાએલી પણ હોય છે. એ શાખાઓનો રંગ ફીકો લીલો કે લાલ હોઇ તેના ઉપર ખરસટ પડઘીવાળો તીક્ષ્ણ લાંબા વાળની રૂંવાટી હોય છે. એનાં પાંદડાં બેથી ચાર ઇંચ લાંબાં અને એકથી અઢી ઇંચ પહોળાં હોય છે. ફુલ ફીકાં ગુલાબી, જાંબુડાં કે આસમાની રંગનાં હોઇ જમીન તરફ ઊંધાં વળેલાં હોય છે, અને ફળો દોઢથી બે લાઇન લાંબાં અને દોઢ લાઇન પહોળાં હોઈ ચાર ખંડવાળાં હોય છે તેના દરેક ખંડમાં અકકેકું બીજ હોય છે. એનો આખો છોડવો ખરસટવાળથી ભરેલો હોય છે.

ગુણ ધર્મ અને ઉપયોગ—પ્રાચીનનિઘંટ ગ્રંથોમાં આ વનસ્પતિનું વર્ણન જોવામાં આવતું નથી. પરંતુ જડીબુટ્ટીઓ સંબંધિ શોધ ખોળ કરનારાઓને તેમાં નીચેના અદ્ભુત ગુણો માલમ પડયા છે.

સ્ત્રીઓને છોડ બાઝવા ઉપર—કેટલીએક સ્ત્રીઓને વાયુ, અથવા તો બીજાં કોઇ કારણોને લીધે ઉદરમાં રહેલો ગર્ભ સુકાઈ જાય છે. ત્યારે એ વિકાર છોડ બાઝવાના દરદને નામે ઓળખાય છે. આ છોડ જેમ જેમ સુકાતું જાય છે તેમ તેમ ઉદર વૃદ્ધિ વિગેરે ગર્ભનાં બાહ્ય ચિન્હોનો લોપ થતો જાય છે. આમ કેટલાએક દિવસો, મહીનાઓ કે વર્ષો સુધી ચાલ્યા પછી પાછા અનુકુળ સંજોગો મળતાં એ છોડ પાલાય છે અર્થાત્ એ ગર્ભ પાછો વધવા લાગે છે. એ સમયે પાછાં ગર્ભનાં બાહ્ય ચિન્હો પાછાં પ્રત્યક્ષ થાય છે.

પરંતુ પાછો થોડાજ સમયમાં એ ગર્ભ સુકાવા લાગે છે, આમ વખતપર વર્ષો સુધી ચાલે છે. અર્થાત્ એ ગર્ભનો નાશ પણ થતો નથી. અગર તો સંપૂર્ણ રીતે વૃદ્ધિ પામીને પ્રસવ પણ થતો નથી અને તેથી એવી સ્થિતિવાળી સ્ત્રી વંધ્યત્વદશામાં આવી પડે છે. આ રોગના માટે એક પણ આબાદ ઈલાજ નથી, પરંતુ જડીબુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારાઓના અનુભવમાં આવ્યું છે કે જો આ વનસ્પતિના છોડવાને ખાંડી નીચોવીને કાઢવામાં આવેલો રસ દરરોજ સવાર, સાંઝ દરેક વખતે ચાર તોલા જેટલો પીવામાં આવે તો થોડાજ સમયમાં એ છોડ ઓગળીને નીકળી જાય છે. અને એ રીતે જે કાર્ય બીજી કોઇપણ ઔષધિ કિંવા શસ્ત્રથી પણ ન થઈ શકે તે આ ઔષધિથી અજાયબ રીતે થઇ જાય છે.

---

વળી ગારૂડી ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કેઃ—

ઊંધા ફુલી જડકુ આન, દો પૈસાભાર જલસંગપાન;
સર્પ વિષ કોઇ ના રહે, સિદ્ધનાથ યોગીયું કહે.

---

## કડવી તુંબડી.

**સં.** કટુ તુમ્બી, **હિં.** તિકતતુંબી. કડવી તોમ્બી. **બં.** તિતલાઉ, **મ.** કડુ ભોપળા, **ઇં.** Bettle gourd. **લા.** Cucurbitacal Lagenaria.

વિવરણ—તુંબડીનાં ફળ અને વેલા સર્વત્ર પ્રસિદ્ધ છે, એની મીઠી તથા કડવી એ બે જાતો થતી હોઇ તેમાં ફરક માત્ર એટલોજ

છે કે મીઠી જાતનાં સર્વાંગ જ્યારે મીઠાં હોય છે. ત્યારે કડવીના વેલા, પાંદડાં, ફળો એ બધું કડવુંજ હોય છે.

ગુણ દોષ અને ઉપયોગ—કડવી તુંબડીને શોધન કરનારી માનેલી હોવાથી ખાંસી, શ્વાસ, ઝેર, કફજ્વર વિગેરેમાં જો આપવામાં આવે છે તો ઝાડા, ઊલટી થઇ દોષ નીકળી જાય છે, એ સિવાય વૈદ્યોમાં તેનો વિશેષ ઉપયોગ થતો હોય એમ સમજાતું નથી પરંતુ જડીબુટ્ટીની રીતે તેનો નીચે મુજબ ઉપયોગ થાય છે.

**જળોદરનો અકસીર ઉપાય**—કડવી તુંબડેનું એક પાકવા ઉપર આવેલું લીલુ તુંબડું લેઇને તેના મથાળેથી થોડી એક ડગળી કાઢી છિદ્ર કરી પછી તેમાં એક તોલો લોહ ભસ્મ, એક તોલો લોહ કાટ એટલે મંડુર ભસ્મ, એક તોલો મોટી હરડેનું ચૂર્ણ, એક તોલો સુંઠ એ બધાંને ભરી ડાટો દેઇને બે મહીના સુધી રાખી મુકવું, જ્યારે તુંબડું સુકાઇ જાય ત્યારે ફોડીને તેમાંનાં બીજ દુર કરી માત્ર અંદરનો ગર્ભ તથા તેમાં નાંખેલાં ઔષધોને સારી પેઠે ખરલ કરીને પછી તેમાં લીંડીપીંપર, ઇંદ્રિજવ વાવડીંગના તાંદળા, અજમો, હીમજ અને શેકેલી હિંગ એ દરેક અર્ધો, અર્ધો તોલો લેઈ કરેલું ચૂર્ણ મેળવી કુંવરના રસમાં ખરલ કરીને બે, બે વાલની ગોળીઓ કરવી, અને દરદીની પ્રકૃતિનો વિચાર કરીને દરરોજ સવારના એકથી બે ગોળીઓ આપી તેના ઉપર બેથી ચાર તોલા ગાયનું મૂત્ર પાવું.

આ ઔષધિનું સેવન ચાલતું હોય ત્યારે ખોરાકમાં માત્ર દુધ કિંવા દુધ, ભાતનોજ આહાર રખાવવો. મીઠું બીલકુલ ખાવું નહિ. પાણી પણ મુદલ પીવું નહિ, અથવાતો પાણી સિવાય નજ ચાલેતો જેમ બને તેમ ઓછું પીવું. અથવા તો સોડા વૉટર વાપરવું. આ

પ્રમાણે બરાબર વિધિસર આ પ્રયોગનો ઉપયોગ કરવામાં આવે તો તેનાથી જળોદરનું દરદ નાબુદ થાય છે. એટલુંજ નહિ પરંતુ પાંડુ, કમળો, સોજા વિગેરે દરદો પણ અતિ સત્વર નાશ પામે છે.

આ સિવાય કડવી તુંબડીમાં બીજા બે અમૂલ્ય ગુણો રહેલા છે અને તે એ કેઃ—

कटु तुम्ब्याहि निर्मोक कृतवेधनसर्प यैः ॥
कटु तैलान्विते धुमो योनेः पातयतेऽमराम् ॥

કડવી તુંબડી, સાપની કાંચળી, કડવી ઘીસોડી અને સરસીઊં તેલ આ બધી ચીજોને એકઠી કરી તેનો ધુમાડો જનનેન્દ્રિયને આપવાથી પ્રસવ પછી સ્ત્રીને ઓળ ના પડતી હોય તો તે પડી જાય છે.

मेषरोम मसो तुम्ब्या कटु तैलं विपाचितम् ॥
नाडी व्रणं चिरोद्भूतं जयेत् तु तुल संगमात् ॥

ઘેટાંનું ઊન બાળીને તેની રાખ કરવી, આ રાખ એક ભાગ, કડવી તુંબડીના ગર્ભનો રસ ૧૬ ભાગ અને સરસીઊં તેલ ચાર ભાગ એ બધાંને એકઠાં કરીને મંદાગ્નિથી ઊકાળતાં જ્યારે રસનો ભાગ બળી જઇને તેલ માત્ર બાકી રહે ત્યારે ઊતારી ગળી લેવું. એ તેલમાં રૂ ભીંજવીને ભગંદર પડેલા ચાંદાના છિદ્રમાં પુરી દેવું જેથી લાંબા સમયનું દરદ હશે તોપણ દુર થશે.

---

# કુંવર.

સં. કુમારી, કન્યા, ઘૃત કુમારી, હિં. ગ્વાર પાઠા, ઘીગુવાર, કુવાર પાઠા, મ. કોર ૫ડ, અ. મુસવર. બં. ઘૃત કુમારી, લા. Aloe vera.

વિવરણ—કુંવર સર્વત્ર પ્રસિદ્ધ છે, જેથી ઓળખાણ આપવાની અગત્ય નથી.

ગુણદોષ અને ઉપયોગ—ધીમે ધીમે પરંતુ નિર્ભયપણે ચોક્સ રામબાણ ફાયદો કરનારાં જે વીરલ અમૂલ્ય ઓષધો આયુર્વેદમાં છે, તેઓમાં કુંવર પણ એક અગ્રગણનીય છે—કારણ એની અંદર સમશીતોષ્ણ ગુણ રહેલો હોવાથી ગમે તેવી હવામાં, ગમે તે ૠતુમાં, ગમે તેવી પ્રકૃતિમાં, અને ગમે તેવી દરદ કે દરદીની અવસ્થામાં પણ તે પોતાનું કાર્ય એક સરખી રીતે બજાવે છે. એના સેવનથી મળની શુદ્ધિ થાય છે, અર્થાત્ શરીરમાં એકઠાં થયેલાં રોગજનક તત્વો નીકળી જાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થઇ ખોરાકનું યથા યોગ્ય પાચન થાય છે, રસ, રક્ત વિગેરે ધાતુઓ યથાસ્થિત શુદ્ધ થાય છે અને તેથી દરેક જાતની ખાંસી, શ્વાસ, ક્ષય, ઉદર રોગ, વાતવ્યાધિ, અપસ્માર, ગુલ્મ, નષ્ટાર્ત્તવ, જમ્યા પછી આવતુ શૂળ, મંદાગ્નિ, નળબંધવાયું, બંધકોશ, બરોળ અને લીવરનાં દરદો, વરાધ, સસણી, મેલેરીઆની હવાથી આવતો ઝીણો તાવ, કમળો, પાંડુ, અમ્લપીત્ત, કૃમિ વિગેરે દરદો નાબુદ થાય છે.

વળી પેટ ઉપર બંધાણ કરવામાં પણ કુંવર બહુ ઉપયોગી છે. એનું બંધાણ કરવાથી પેટની અંદરની ગાંઠ ગળે છે પેટ કઠીણ

હોય તો તે પોચું પડે છે અને મળનો જમાવ નીકળી જાય છે. કમળાની અંદર કુંવર આપવાથી દસ્ત સાફ આવે છે, પિત્તનો જમાવ નિકળી જાય છે. જેથી આંખ અને શરીરની પીળાશ મટી જઇ દરદીને આરામ થાય છે, વળી તેમાં રક્ત શોધક ગુણ હોવાથી વિસ્ફોટક તથા બીજાં અનેક ચામડીનાં દરદોને દુર કરે છે. જે દરદોમાં લોહીની અંદર પીત્તનું જોર વિશેષ હોય તેમાં કુંવરનો ઉપયોગ અત્યંત છુટથી કરવામાં આવે છે, એના ઉપયોગથી મગજની ગરમી શાન્ત થાય છે, માથાનો ભ્રમ બેસે છે. આંખે ઠંડક થાય છે, અને ગરમીને લીધે દૃષ્ટિમાં ઝાંખાસ આવી હોય તો તે દુર થાય છે. કુંવરનું મુળ એક રૂપીઆભાર લેઇને ગરમ પાણી સાથે ઘસીને પીવામાં આવે તો ઉલ્ટી થઇ ઘણા દિવસનો વિષમજ્વર મટી જાય છે.

જમીનની અંદર ખાડો ખોદી તેમાં ચામડાં કે ગુણ પાટ પાથરી એ ખાડામાં કુંવરનો રસ ભરીને સુકાવા દેછે જે એળીઆના નામે ઓળખાય છે. આપણા દેશમાં જુદાં જુદાં અનેક સ્થળોથી એળીઓ આવે છે, તેમાં જે માલ શિકોત્રા બેટમાંથી આવે છે તે ભેળસેળ વિનાનો ચોખ્ખો હોવાથી ઉત્તમ મનાય છે. અને તેને આપણે શિકોતરીયા એળીઆના નામે ઓળખીએ છીએ.

બજારમાં સાધારણ રીતે વપરાતો એળીઓ એ બાર્બેડોઝ દેશની પેદાશ છે. અને તે કુંવર તેમજ તેના વર્ગની બીજી વનસ્પતિઓના રસને તુંમડીમાં ભરીને સુકાવી તૈયાર કરેલો માલ છે. આ માલ મેલો એટલે તેજ રહિત, રતાસ મારતા કાળા રંગનો અને અપારદર્શક હોય છે, એનો વાસ ઘણો ઉગ્ર અને કંટાળો આપે

એવો હોય છે. ઘણું કરીને એના ઉપર શ્વાસ નાંખીને પાછો ખેંચવાથી કણો ખરાબ વાસ આવે છે. એનો સ્વાદ અત્યંત કડવો હોય છે અને ચૂર્ણ કરવાથી લીલા રંગનું દેખાય છે.

વળી એક હિપ્યાટિક નામનો એળીઓ થાય છે, જે હિન્દુસ્તાનના એળીઆના નામે પણ ઓળખાય છે, એનો રંગ રાતા કાજળ જેવો હોઇ, વાસ ઉગ્ર હોતો નથી પરંતુ સ્વાદમાં અત્યંત કડવો હોય છે, એનું ચૂર્ણ પીળા રંગનું થાય છે.

સહુથી ઉત્તમ જાતનો એળીઓ કે જે એલોઝસાકોટીઝ અથવા તો શિકોતરીયા એળીઆના નામે ઓળખાય છે. તેના કાચ જેવા ચપટા કકડા હોય છે અને તેમાં પારદર્શકપણું પણ ઠીક હોય છે. જોકે તે સ્વાદમાં તો કડવોજ હોય છે, પરંતુ હૃદયને અણગમો ઉત્પન્ન કરે તેવો હોતો નથી. એનો રગ રાતો હોય છે, પરંતુ ચૂર્ણનો રંગ નારંગી પીળો થાય છે. આ સિવાય બીજી પણ એળીઆની અનેક જાતો છે, પરંતુ તે બધી હલકા પ્રકારની હોવાથી વાપરવા યોગ્ય નથી.

એળીઆમાં પણ કુંવરના જેવાજ ગુણો રહેલા છે. તોપણ તે કુંવર કરતાં વધારે ઉષ્ણ છે. નષ્ટાર્ત્તવ, અનાર્ત્તવ તેમજ ૠતુની અનિયમિતતા, હિસ્ટીરીયા વિગેરે સ્ત્રીઓનાં દરદો ઉપર તેની અસર અતિ ઉત્તમ છે. વળી બંધકોશના દરદ ઉપર તેની અસર રામબાણ છે, એના ઉપયોગથી કોઇપણ જાતના ઉપદ્રવ સિવાય દસ્ત સાફ રીતે આવે છે, તેમજ દસ્ત ઉતર્યા પછી પાછો વાયુનો અવષ્ટંભ થતો નથી. વળી જો બીજાં અગ્નિ દીપન ઔષધોની સાથે તેનો ઉપયોગ

ક્યો હોય તો લાંબા સમયનું અજીર્ણ અને તેના લીધે પડતો બંધકોશ, ગોળો, કૃમિ, શૂળ, આફરો વાયુ વિગેરે ઉપદ્રવો પણ શાન્ત થાય છે. એળીઓ પેટમાં લેવાથી તેની મૂખ્ય અસર આંતરડાના છેલ્લા ભાગ ઉપર થાય છે અને તેથી જેઓને અર્શનું દરદ હોય અને તેની સાથે દાહ થતો હોય એવાં મનુષ્યોને તે આપવો નહિ. વળી તેમાં ઉષ્ણ અને ભેદક ગુણ રહેલો હોવાથી ગર્ભણી સ્ત્રીઓને પણ આપવો યોગ્ય નથી, કેમકે તેથી ગર્ભપાત થવાનો સંભવ છે. ઘણા દિવસ સુધી એક સરખી રીતે જો એળીઓ આપવામાં આવે તો તેથી ગુદામાં દાહ અને મરડો ઉત્પન્ન થાય છે. માટે લાગલાગટ ઘણા દિવસો સુધી ઉપયોગ નહિ કરતાં વચમાં વચમાં થોડા દિવસો સુધી બંધ રાખીને પાછો વાપરવો

યુનાની હકીમો અર્શને નાબુદ કરવાના માટે આ ઔષધનો વિશેષ ઉપયોગ કરે છે, અને તે કાર્ય સારૂં તેઓ ગંદના નામની યુનાની દવાના ઉકાળાના પાણીમાં એળીઆને ઉકાળીને તેમાં સાપની કાંચળીનું ચૂર્ણ મેળવીને અર્શ ઉપર લેપ કરે છે. કારણ તેઓનું એવું માનવું છે કે આ રોગના માટે આનાથી શ્રેષ્ટ બીજી એક દવા નથી.

કુંવર તેમજ એળીઆમાં આવા અત્યુત્તમ ગુણો સમાએલા હોવાથી દેશી તેમજ વિદેશી વૈદ્યોમાં તેની વિવિધ બનાવટો વપરાય છે. જેમાંની થોડી એક વધારે ઉપયોગી બનાવટો નીચે મુજબ છે.

**કુમારી આસવ**—કુંવરનાં પાંદડાંમાંથી કાઢવામાં આવેલો ગર્ભ ૧૦૨૪ તોલા, હરડેદળ બસો તોલા અને પાણી ૧૦૨૪ તોલા સાથે મેળવી ઉકાળતાં જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે

ઉતારી ગળી લેઇ તેમાં ચારસો તોલા ગોળ, ૨૫૬ તોલા મધ, ધાવડીનાં ફુલનું ચૂર્ણ ૬૪ તોલા, જાયફળ, જાવંત્રિ, લવિંગ, ચણકબાબ, કંકોલ, જટામાંસી, ચવક, ચિત્રો, કાકડાશીંગ, બહેડાં અને ઉપલેટ એ દરેકનું ચૂર્ણ ચાર, ચાર તોલા, તામ્રભસ્મ બે તોલા તથા બે તોલા લોહભસ્મ નાંખી રીઢા વાસણમાં કે ચીનાઇ માટીની બરણીમાં ભરી વાસણનું મ્હોડું બંધ કરી જમીનમાં અથવા તો અનાજના ઢગલામાં વીશ દિવસ સુધી રાખી મુકી પછી ગળી લેઇને ઉપયોગમાં લેવું.

આ આસવમાં મળને ઊતારવાનો, દોષોને શોધવાનો, પિત્તનું શમન કરવાનો જઠરાગ્નિને પ્રદીપ્ત કરવાનો, અન્નનું પાચન કરવાનો, રૂતુને નિયમમાં લાવવાનો તેમજ લોહીને સ્વચ્છ કરવાનો ઉત્તમ ગુણ રહેલો છે. અને તેથી દરરોજ સવાર, સાંઝ બેથી ચાર તોલા જેટલો સેવન કરવાથી શ્વાસ, ખાંસી, અજીર્ણ, મંદાગ્નિ, વાયુ ગોળો, પાંડુ, કમળો, બરોળ, યકૃતની વૃદ્ધિ, હિસ્ટિરિયા, નષ્ટાર્ત્તવ, બંત્રકોશ, જીર્ણજ્વર, સુતરના તાર જેવા ઝીણા કૃમી વિગેરે દરદોને ખાત્રીપૂર્વક દુર કરે છે.

**કુમારી આસવ—નંબર બીજો**—કુંવરનો ગર્ભ તોલા ૧૦૨૪ અને વિજ્યા ભાંગ એકસો તોલા લેઇ બન્નેને ૧૦૨૪ તોલા પાણી સાથે ઊકાળતાં જ્યારે ૨૫૬ તોલા પાણી બાકી રહે ત્યારે ગાળી લેઇ તેમાં ચારસો તોલા જુનો ગોળ, ૨૫૬ તોલા મધ, ચોસઠ તોલા ધાવડીનાં ફુલનું ચૂર્ણ, અને જાયફળ, જાવંત્રિ, લવિંગ, કેસર, ચણકબાબ, જટામાંશી, ચવક, ચિત્રો, કંકોલ, બહેડાં તથા ઉપલેટ એ દરેકનું ચૂર્ણ ચાર, ચાર તોલા તેમજ લોહભસ્મ, અને તામ્ર-

ભસ્મ એ દરેક બે, બે તોલા નાંખી રીઢા વાસણમાં ભરી તે વાસ-ણનું મ્હોડું બંધ કરી એકવીશ દિવસ રાખી મુકી પછી ગળી લેઇ ઉપયોગમાં લેવું. આ આસવમાં હરડેના બદલે ભાંગ ઉમેરાય છે, જે વેદનાશામક હોવાથી સ્ત્રીઓનાં કષ્ટાર્ત્તવ વિગેરે દરદો કે જેમાં અટ-કાવ અત્યંત અમળાઇને આવે છે, અને તેના લીધે સખ્ત ચુંક, પીડ વિગેરે વેદનાઓ થાય છે તેમાં વિશેષ વપરાય છે, તેમજ બીજાં પણ દરદોમાં જ્યાં વેદના શામક તેમજ ગ્રાહી અને સખ્ત દીપન, પાચન અસરવાળા ઔષધની આવશ્યકતા જણાય છે તેમાં દરટાઇમે બેથી ચાર તોલાના માપમાં વાપરવામાં આવે છે.

**કુમારી આસવ નંબર ત્રીજો**—કુંવરનો રસ તોલા ૧૦૨૪, ગોળ તોલા ૪૦૦, મધ તોલા બસો અને લોહકાટ એટલે મંડુર-ભસ્મ તોલા બસો લેઇ સાથે મેળવી તેમાં સુંઠ, મરીઆં, લીંડીપીંપર, લવિંગ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, ચિત્રો, પીંપળામૂળ, વાવડીંગ, ગજપીંપર, ચવક, છીણીનાં મૂળ, ધાણા, કડુ, મોથ, હરડે, બહેડાં, આમળાં, રાસ્ના, દેવદાર હળદર, દારૂહળદર, જેઠીમધ, દાંત-ણીનાં મૂળ, મોરવેલ, ઉપલેટ, બળબીજ, કૌચબીજ, ગોખરૂ, સુવા, દિકામારી, અકલગરો, ઊંટકંટાનાં બીજ, સાટોડીનાં મૂળ, લાલ સા-ટોડીનાં મૂળ, દક્ષિણી સોપારી, લોધર અને સોનામુખીની ભસ્મ એ દરેક બે, બે તોલા અને ધાવડીનાં ફુલ બત્રીશ તોલા નાંખી એક બરણીમાં ભરી મ્હોડું બંધ કરી એક મહીનો રાખી મુકી પછી ગળી લેઇને ઉપયોગમાં લેવું.

કુંવરની સાથે લોહનો સંયોગ થાય છે ત્યારે લોઢાની બંધકોશ

કબજ કરવાની પ્રકૃતિ દુર થાય છે, એટલુંજ નહિ પરંતુ કુંવરના ગુણમાં પણ વૃદ્ધિ થાય છે. આ આસવમાં પુષ્કળ પ્રમાણમાં મંડુરના સ્વરૂપમાં લોહ સમાએલું છે અને તેથી એના ઉપયોગથી રક્ત અત્યંત શુદ્ધ અને પુષ્ટ થાય છે. જેથી શરીરમાં બળ, કાન્તિ અને વીર્યની અત્યંત વૃદ્ધિ થાય છે. અગ્નિ પણ યોગ્ય રીતે દીપન થાય છે—અને બરોળ, પાંડુ, સોજા, કમળો, પ્રમેહ ક્ષય વિગેરે દરદો કે જેમાં વિશેષ લોહ સેવનની આવશ્યકતા છે, તેઓ જલદી નાબુદ થાય છે.

**કુમારી આસવ નંબર ચોથો**—કુંવરના પાઠાના ગર્ભનો રસ તોલા ચારસો, ગોળ તોલા બસો, મધ તોલા ૧૦૦, ધાવડીનાં ફુલ, તોલા ૨૦. અને સુંઠ, મરીઆં, લીંડીપીંપર, તજ, તમાલપત્ર, ચવક, એલચી, પડ્કચુરો, હરડેદળ, બહેડાંદળ, આમળાં, ચિત્રો, છીંકણીનાં મૂળ, અજમો, અજમોદ, દેવદાર, બોરડીની અંતરછાલ, આસંધ, નસોતરનાં મૂળ, રાસ્ના ઈંદ્રજવ એ દરેકનું ચૂર્ણ અઢી, અઢી રૂા. ભાર લેઇ બધાંને સાથે મેળવી એક ચીનાઇ માટીની બરણીમાં ભરી મ્હોડું બંધ કરી છાણના ઉકરડામાં અથવા તો જયાં આગળ ગાય કે ઘોડું બંધાતું હોય તેવી અન્ધારાવાળી જગ્યામાં એકત્રીશ દિવસ સુધી રાખી મૂકી પછી ગળી લેઇને ઉપયોગમાં લેવું.

અતિ નાજુક કે ક્ષીણ પ્રકૃતિનાં દરદીઓ તેમજ ન્હાનાં બાળકો કે જેમને લોહ, તામ્ર વિગેરે ધાતુઓની ભસ્મો અથવા તો તેમના સંયોગવાળી ઔષધિઓ આપવી યોગ્ય જણાતી નથી, તેઓના માટે ધાતુઓની ભસ્મોના સંયોગ સિવાયનો આ આસવ દર ટાઇમે એકથી ચાર તોલાના માપમાં યોજવામાં આવે છે, અને તે ઉપરોક્ત આસવોના જેવોજ ફાયદો કરે છે.

**કુમારી પાક**—કુંવરનાં મૂળ એંશી તોલા લેઇને તેને ધીમો અગ્નિ ઉપર બત્રીશ તોલા ગાયના દુધ સાથે ઊકાળતાં જ્યારે દુધનો ભાગ બળી જાય ત્યારે નીચે ઊતારી છાંયડે સુકવીને ચૂર્ણ કરવું અને સુંઠ, મરીઆં, લીંડીપીંપર એ દરેક આઠ, આઠ તોલા તથા જાયફળ, જાવંત્રિ, લવિંગ, માળવી ગોખરૂં, ચણકબાબ, તજ, તમાલપત્ર, ઇલાયચી, નાગકેસર તથા ચિત્રો એ દરેક ચાર, ચાર તોલા લેઇ તેઓનું ચૂર્ણ કરીને કુંવરના ચૂર્ણ ભેગું મેળવવું, પછી એંશી તોલા સાકર, ચાળીશ તોલા ગાયનું ઘી, ચાળીશ તોલા ભેંસનું દુધ અને ચાળીશ તોલા મધ એ બધાંને સાથે મેળવીને મંદાગ્નિથી પકાવતાં જ્યારે પાક બરાબર રીતે તૈયાર થઇ ઘી છુટું પડે ત્યારે નીચે ઊતારી ઠંડુ થવા આવે એટલે તેમાં ઉપર મુજબ તૈયાર કરી રાખેલું કુંવર વિગેરે બધાં ઔષધોનું ચૂર્ણ તથા લોહભસ્મ, સોનાની ભસ્મ અને રસસિંદુર એ દરેક એક, એક તોલો નાંખી સારી પેઠે મેળવીને એક, એક તોલાની ગોળીઓ વાળવી. આ ગોળીઓનું સેવન કરવાથી જીર્ણજ્વર, ખાંસી, શ્વાસ, ક્ષય, મંદાગ્નિ, અજીર્ણ, આમવાત, કષ્ટાર્ત્તવ, અનાર્ત્તવ વિગેરે દરદો દુર થાય છે. વળી સ્ત્રીઓના ગર્ભાશયના દોષોનું શોધન થઇ વાંઝીયાપણું દુર થાય છે. તેમજ પુરૂષોની વિલાસશક્તિ પ્રબળ થાય છે. એકલી કુંવરમાંજ અનેક રોગોને દુર કરવાની તેમજ ધાતુની ઉષ્ણુતા દુર કરી વીર્યને ઘટ્ટ બનાવવાની શક્તિ રહેલી છે, અને આ પાકમાં તો કુંવરની સાથે લોહ ભસ્મ, રસસિંદુર, સુવર્ણ ભસ્મ વિગેરે ઉત્તમોત્તમ ઔષધો મિશ્ર થયેલાં છે, તો પછી આવા દીવ્ય ઔષધથી અનેક મહા રોગો નાબુદ થાય તેમાં આશ્ચર્ય જેવું કંઇ નથી.

રજ-શોધક ગુટિકા-એળીઓ બે ભાગ, હીરાકસી ૦ાા ભાગ, હીરાબોળ એક ભાગ, તજ એક ભાગ, જવખાર ૦ાા ભાગ અને ગુલકંદ અથવા ગોળ ચાર ભાગ સાથે મેળવીને નવ, નવ ઘઊંભારની દરેક ગોળી બનાવવી અને દર ટાઇમે એક ગોળી આપવી.

એળીઓ જ્યારે લોહ અને હીરાબોળ સાથે વાપરવામાં આવે છે, ત્યારે તે રૂતુસ્ત્રાવક અસર ઘણી ઝડપથી અને સારી રીતે કરે છે, માટે અનિયમિત રૂતુસ્ત્રાવના દરદમાં તથા સ્ત્રીઓના લોહી બિગાડના દરદમાં આ ઔષધ સારો ફાયદો કરે છે.

મળશોધક ગુટિકા-હીમજ તોલો એક, કડુ તોલો એક, રેવંચી (રૂબાર્બ) તોલા બે, ઈંદ્રવારણાંનો ગર્ભ તોલો એક, અજમો તોલો એક, નસોતર તોલો એક, સિંધાલુણ તોલો એક, ત્રિફળાં તોલો એક ખરસાંડીના કોલસા તોલો એક, સુકો ફુદીનો તોલા બે, અને એળીઓ તોલા ચાર લેઇ ચૂર્ણ કરી ભાંગરાના રસમાં ઘુંટીને પછી ૧૦ ઘઊં-ભારની ગોળીઓ વાળવી. એળીઓ જ્યારે ઇંદ્રવારણી અને રૂબાર્બના સંયોગમાં વાપરવામાં આવે છે ત્યારે તે રેચક, પૌષ્ટિક અને અગ્નિ-વર્ધક અસર ઘણી શીઘ્રતાથી કરે છે, અને તેથી રાત્રે સુતી વખત આવી એકાદ, બે ગોળીઓ લેવાથી દસ્ત સાફ આવે છે, અને અગ્નિ પ્રદીપ્ત થાય છે.

અગ્નિ સંદીપન ગુટિકા—એળીઓ બે ભાગ, રૂબાર્બ (રેવંચી) એક ભાગ, ઘીમાં શેકી શુદ્ધ કરેલાં ઝેરકોચલાનું ચૂર્ણ એક ભાગ, હીરાકસી એક ભાગ, કલુબો અથવા ચરીયાતુ એક ભાગ, શેકેલી હિંગ દશ ભાગ, સોડા અથવા સાજીખાર એક ભાગ, આકડાનાં મૂળની છાલ ૦ાા ભાગ, ઘીમાં શેકેલી વિજયાભાંગ બે ભાગ એ બધાંનું ચૂર્ણ

કરી આદુ અને લીંબુના રસમાં ઘુંટીને એક, એક વાલની ગોળીઓ વાળવી, દરરોજ બપોર, સાંઝ જમવાના વખત પહેલાં અડધા કલાક અગાઉ આવી, બે ત્રણ ગોળીઓ લેવાથી હોજરીમાંનો વાયુ દુર થઇ ક્ષુધા પ્રદીપ્ત થાય છે અને વળી દસ્તની કબજીઅત દુર થાય છે. દરદોના સારવાર કરવામાં જેમ કુંવરનો વિવિધ રીતે ઉપયોગ થાય છે તેવીજ રીતે પ્રાચીન રસસિદ્ધોએ બનાવટી સોનું, રૂપુ બનાવવાના સબંધમાં પણ તેનો અનેક રીતે ઉપયોગ કરેલો છે, એમાંની એક રીત શ્રી કાકચંડીશ્વર સિદ્ધના અભિપ્રાય મુજબ એવી છે કેઃ—

कुमारीपादघातेन तत्क्षणात् म्रियते फणोः ॥
तन्मज्जाशतपुटेन प्रत्यक्षं सिदुरं भवेत् ॥

કુવરના પાઠાના ગર્ભની સાથે સીસાના ચૂર્ણને ઘુટી શરાવલાંના સંપુટમાં મુકી ગજપુટનો અગ્નિ આપવો. આવા એકસો ગજપુટ આપવાથી તેના સિંદુરના જેવા રંગવાળા ભસ્મ થાય છે, જે રૂપાના રસમાં નાંખવાથી વ્યવહારમાં ખપ લાગે એવું બનાવટી સોનું તૈયાર થાય છે.

આ પ્રયોગ ઉપર વિશેષ વિવેચનરૂપી અજવાળું પાડતાં ખર્પણ નામના લોકપાલ જણાવે છે કેઃ—

એકસોવીશ તોલા સીસાના ભૂકાને કુંવરના ગર્ભના રસમાં અથવા તો આકડાના દુધમાં ઘુંટીને શરાવલાંના સંપુટમાં મુકી કપડમાટી કરી ગજપુટનો અગ્નિ આપવો. આ પ્રમાણે વારંવાર કુંવર કે આકડાના દુધમાં ઘુંટીને સીસું બળતાં બળતાં એક તોલો બાકી રહે ત્યાં સુધી ગજપુટનો અગ્નિ આપ્યાં જવો. લગભગ એકસો કે તેથી

થોડાક વધારે ઓછા પુટ આપવાથી છેવટે જે એક તોલો ભસ્મ શેષ રહેશે તે એવી જાતની રહેશે કે તેને ગમે તો હજાર પુટો આપો તોપણ તેમાંથી એક રતિ જેટલી પણ ભસ્મ ઓછી થશે નહિ. આ પ્રમાણે સીસાના બદલે કલાઇની પણ ભસ્મ તૈયાર કરી શકાય છે, અને એ રીતે તૈયાર થયેલી ભસ્મને રસસિદ્ધોએ "ચપળ" એવું નામ આપેલું છે. એ ચપળ એકાદ રતી જેટલી લેને એક તોલા રૂપાના રસમાં નાંખવાથી તરતજ તેનો રંગ સોના જેવો થઇ જાય છે. વળી એ ચપળ થોડી એક હાથેળીમાં ચોપડીને પછી તેમાં પારો લેઇ આંગળીવડે ઘુંટવાથી તત્કાળ તેની ગોળી બંધાઇ જાય છે; અને એ રીતે બધાએલો પારો સોનું, રૂપું બનાવવામાં કામ આવે છે.

આ પ્રયોગનો જો કે અમને અનુભવ નથી, પરંતુ કેટલાએક યોગીઓને આવી રીતે પારો બાંધતાં જોયા છે ખરા. હાથેળીમાં ઘસવામાં આવતી ચપળ ધાતુનું પ્રમાણ ઘણું ઓછું હોવાથી તેનું કંઇ પણ નિશાન જણાતું નથી, અને તેથી આવી રીતે પારો બાંધનારાઓ પોતે કોઇ મંત્ર અથવા તો ઇષ્ટસિદ્ધિથી આ કાર્ય કરે છે એમ કહી ભ્રમમાં નાંખતા હતા, પરંતુ છેવટે એક યોગીરાજે સાચે-સાચી વાત કહી હતી.

આજકાલ વિદેશથી જર્મનસીલ્વર, રોલ્ડ ગોલ્ડ વિગેરે સોના-રૂપાને મળતી અનેક બનાવટી ધાતુઓની વિવિધ ચીજો આ દેશમાં આવે છે. તેવીજ રીતે આવા પ્રયોગથી પણ તેવી એકાદ નવી બનાવટી ધાતુ તૈયાર થતી હોય તો આ ઇમીટેશન એટલે નકલી જમાનામાં એક નવી ધાતુના નામે અચ્છો વ્યાપાર હાથ કરી પુષ્કળ પૈસા પ્રાપ્ત કરી શકાય તેમ છે અને તેથી આવા પ્રયોગો સંબંધિ વિશેષ શોધ થવા ઘટે છે.

---

# કેસર.

સં. કાશ્મીરજં, કાશ્મીરં, કુંકુમ, હિં. કેસર, મ. કેશર. બં. કુંકુમ, ફા. લરકીમસ, અ. જાફરાન, ઇં. Saffron, લા. Crocus satinus.

વિવરણ—કેસરનાં વૃક્ષો ડુંગળીના છોડવા જેવડાંજ થતાં હોઇ તે દરેક સ્થળે ઉત્પન્ન થતાં નથી. હિન્દુસ્થાનમાં માત્ર કાશ્મીર દેશમાંજ પેદા થાય છે, અને તેથીજ એનું "કાશ્મીરજં" નામ પડ્યું હોય એમ લાગે છે આજકાલ સ્પેન, ફ્રાંસ, ઇટાલી વિગેરે દેશોમાં પણ કેસર ઉત્પન્ન થાય છે. પરંતુ એ સર્વમાં કાશ્મીરનું કેસરજ ઉત્તમ છે.

કાર્તિક મહીનામાં કેસરના છોડવા ઉપર ત્રણ પાંખડીઓવાળાં ફુલો આવે છે, એ પાંખડીઓની અંદરનાં ચિન્હ અને ગર્ભતંતુઓનેજ કેસર કહે છે. કેસર એ મુલ્યવાન્ પદાર્થ હોવાથી બજારમાં વેચાતા માલમાં વ્યાપારીઓ તરફથી ઘણી ભેળસેળ કરવામાં આવે છે, અને તેથી શુદ્ધ માલ તપાસીને લેવાની ઘણી જરૂર છે. ખરા માલની પરીક્ષા માટે ભાવ મિશ્ર જણાવે છે કેઃ—ઉત્તમ જાતનું કેસર લાલ રંગનું, કમળના જેવા ગંધવાળુ અને ઝીણા તંતુઓવાળુ હોય છે. જે કેસર દેખાવમાં પીળું અને કેતકીના જેવા વાસવાળું હોય તે મધ્યમ છે, અને વિદેશી કેસર કે જેમાં પ્રાણીઓની ચરબી મિશ્રિત કરવામાં આવે છે તે અધમ છે, આ ઉપરથી સમજાશે કે ઉત્તમ કેસર પાકેલી નારંગીના રંગ જેવું, મધ્યમ કેસર પીળા, ધોળાશ પડતા કે કાળા રંગનું, અને ચરબી મિશ્રિત અધમ કેસર તેલ ચોપડયા

જેવું જણાય છે. વળી બીજી પરીક્ષા એ છે કે કેસરને પાણીમાં ભીંજવીને કપડા ઉપર લગાડવાથી જો તત્કાળ પીળા રંગનો ડાઘ પડી જાય તો તે ઉત્તમ છે એમ સમજવું. અને જો એ ડાઘ પ્રથમ લાલ રંગનો પડી પાછળથી પીળો થાય તો તેમાં રંગ દીધેલી કોઇ અન્ય ચીજો ભેળસેળ છે એમ સમજવું.

**ગુણ દોષ અને ઉપયોગ**—કેસરને આર્યવૈદ્યકમાં આનંદકારક, ગરમ, કાંતિકારક, અને વાયુ, કફ, ખાંસી, મસ્તક શૂળ, ઉલટી, વ્રણ, વિષ, કૃમિ, હેડકી, ત્રિદોષ અને કોઢનાશક ગણવામાં આવ્યું છે; અને તેથી તેનો કષ્ટાર્ત્તવ અને તેના લીધે આવેલી કાળાશ, અનાર્ત્તવ એટલે સ્ત્રીઓને માસિક ધર્મનું બંધ પડવું, વાયુથી આવતું શૂળ, વાયુનો શ્વાસ, કફની ખાંસી, ઝાડા અને મરડાનું દરદ વિગેરેમાં ઉપયોગ કરવામાં આવે છે. વળી એ લેપમાં શીતળ ગુણવાળું હોવાથી નેત્રો અને માથાની ગરમીના માટે શિર ઉપર ચોપડવામાં પણ આવે છે. જો કે આ પ્રમાણે તેનો વિવિધ કાર્યોમાં વ્યવહાર થાય છે તો પણ મુખ્ય ઉપયોગ વાજીકરણ પ્રયોગોમાં થાય છે. આ કાર્ય માટે વિધવિધ પ્રકારની અનેક બનાવટો વાપરવામાં આવે છે, જે પૈકી નીચેની બનાવટો મુખ્ય છે.

**ધાતુ સંજીવની ગુટિકા**—સોનાના વરખ એક ભાગ, કસ્તુરી બે ભાગ, ચાંદીના વરખ ત્રણ ભાગ, કેસર ચાર ભાગ, ઝીણી એલચીનાં બીજ પાંચ ભાગ, જાયફળ છ ભાગ, વાંસકપુર સાત ભાગ અને જાવંત્રિ આઠ ભાગ લેઇ તેઓને સારી પેઠે ખરલ કરીને પછી બકરીના દુધ અને નાગરવેલનાં પાંનના રસમાં ત્રણ, ત્રણ દિવસ ઘુંટીને

એ, બે રતિભારની ગોળીઓ વાળવી. આ ગોળીઓ જેની ધાતુ ક્ષીણ પામી ગઇ હોય તેને મલાઇની સાથે સેવન કરાવાથી નાશ પામેલી ધાતુ સંજીવન થાય છે, અને તેથીજ તેનું ધાતુ સંજીવની એવું નામ રાખવામાં આવેલું છે. વળી મધની સાથે એનું સેવન કરવાથી પ્રમેહનું દરદ નાબુદ થાય છે અને પાનના રસ સાથે સેવન કરવાથી જનનેન્દ્રિયની શિથિલતા દુર ભાગી જાય છે.

**સિંહાવરણ ગુટિકા**—કેસર, લવિંગ, જાયફળ, જાવત્રિ, સાકર, સેંમળાનાં મુળ, માયાં, કાળીજીરી, સમુદ્રશોષનાં બીજ, મુસળી, અકલગરો, બાવળની કુંણી શીંગો, રાળ, કાળીપાદનાં મુળ, રૂમીમસ્તકી, શોધેલો હિંગળોક, અફીણ, ઇંદ્રજવ એ દરેક એક, એક ભાગ અને કસ્તુરી તથા કપુર એ દરેક અર્ધો, અર્ધો ભાગ લેઇ ખાંડી ચૂર્ણ કરી મધ સાથે ઘુટીને ત્રીશ ઘઊંભારની દરેક ગોળી બનાવવી. રાત્રિએ સુતી વખત એક ગોળી ખાઇ તેના ઉપર સાકર મેળવેલું દુધ પીવાથી વીર્યનું એક પ્રહર સુધી ઊત્તમ રીતે સ્તંભન થાય છે. તેમજ ધાતુ ક્ષીણતા દુર થાય છે.

**કામકુતુહલવટી**—કૌચ બીજ, મુસળી, કુલિંજન, લીંડીપીંપર, વાંસકપુર, જાયફળ, જાવંત્રિ, રૂમીમસ્તકી, ચણકબાબ, ઝીણી એલચી, લવિંગ, ગોખરૂ, ગુલાબ, મોતીઓ, મોગરો, ચમેલી અને મદનબાણનાં ફુલ, વિદારીકંદ ( ભોંય કહોળું ), સતાવરી, કમળકાકડીનાં બીજ, તાલમખાનું, સમુદ્રશોષનાં બીજ, કંકોલ, જટામાંસી એ દરેક એક, એક તોલો લેઇ ચૂર્ણ કરી તેમાં ૦। તોલો કસ્તુરી અને તેટલુંજ કપુર મેળવી એ બધાને એક આખો દિવસ કેસરને પાણી સાથે ઘું-

ટીને તૈયાર કરેલા રસમાં ખરલ કરી ૦।, ૦। તોલાના માપની ગો-ળીઓ વાળવી. દરરોજ સંધ્યાકાળના સમયે આવી એક ગોળી ખાઇ-ને તેના ઉપર સાકર નાંખેલું દુધ પીવું. ખોરાક પણ સારો પુષ્ટિકારક વાપરવો. એ મુજબ એકાદ માસ આ ઔષધનું સેવન કરવાથી મદોન્મત્ત સ્ત્રીઓના માનને ખંડન કરે એવી રીતે વીર્યની વૃદ્ધિ અને સ્તંભન થાય છે, તેમજ ખાંસી, શ્વાસ, પ્રમેહ અને ધીરંગવાયુ નાબુદ થઇ જાય છે.

**વીર્ય સ્તંભિનીવટિકા**—કસ્તુરી એક તોલો, કેસર, જાયફળ, અને લવિંગ એ દરેક બે, બે તોલા, અફીણ ચાર તોલા અને વિ-જયા—ભાંગ ઘીમાં શેકેલી બે તોલા લેઇ ચૂર્ણ કરી નાગરવેલનાં પાન-ના રસ સાથે ઘુંટીને ચણા જેવડી ગોળીઓ વાળવી. રાત્રે સુતી વખત મધ સાથે એક ગોળી ખાઇને તેના ઉપર એક તોલો ઘી અને બે તોલા સાકર મેળવેલું એક શેર દુધ પીવું, જેથી ઉત્તમ પ્રકારે વીર્યનું સ્તંભન થાય છે.

**સંમોહનીવટી**—લવિંગ, જાયફળ, જાવંત્રિ, કંકોલ, અકલ-ગરો, કસ્તુરી, કાકચનાં બીજ અને કેસર એ બધાં સરખા ભાગે લેઇ ચૂર્ણ કરવું અને પછી તે ચૂર્ણના વજનથી અડધા ભાગે શેકેલી ભાગ, ભાંગથી અર્ધો શોધેલો વછનાગ અને વછનાગથી અર્ધું અફીણ તેમાં મેળવી જળભાંગરાના રસમાં ચાર પહોર સુધી ઘુંટી બે, બે વાલની ગોળીઓ કરવી. દરરોજ સાંઝે પ્રકૃતિનો વિચાર કરીને આવી એકથી બે ગોળીઓ ખાવી, અને તેના ઉપર ઘી અને સાકર નાંખેલું દુધ પીવું, જેથી એક પહોર સુધી વીર્યનું સ્તંભન થાય છે, મૈથુન શક્તિ

વધે છે અને શ્વાસ, ખાંસી, પ્રમેહ, નપુંસકતા વિગેરે દરદો દુર થાય છે.

કામવિનોદગુટિકા—સફેદ મુસળી, કાળી મુસળી, અકલગરો, ચણકબાબ, રૂમીમસ્તકી, જાયફળ, કૌચબીજ, તાલમખાનું, લીંડીપીંપર, ગોખરૂ, ગળોનું સત્વ, માલકાંકણીનાં બીજ, બહુફળીનાં બીજ, આસંધ, ખસખસ, ઊંટકંટાનાં બીજ, નાગરવેલનાં પાન, માળવી એંખરો, કપુરકાચલી, કુલિંજન, અફીણ, જાય, ધંતુરાનાં બીજ, તજ, તમાલપત્ર, ઇલાયચી, નાગકેસર અને કેસર એ બધાં સરખા ભાગે લેઇ ચૂર્ણ કરી ગાયના દુધ સાથે ઘુંટીને પછી તેમાં તે બધાંના વજન જેટલી સાકર અને તેટલુંજ ઘી મેળવીને એક, એક રૂા. ભારની ગોળીઓ વાળવી. દરરોજ સાંઝે એક ગોળી ખાઇને તેના ઉપર દુધ પીવાથી ધાતુનું સ્તંભન થાય છે, અને વીર્ય સબંધિ તમામ વિકારો ટળી જાય છે.

બલ વીર્યવતી વટિકા—ગાયના દુધ સાથે એક પહોર ઉકાળીને શુદ્ધ કરેલાં ધંતુરાનાં બીજ ચાર તોલા, ઉભી રીંગણીનાં બીજ બાર તોલા, વિદારીકંદ, ખસખસનાં બીજ, ધોળી મુસળી, કાળી મુસળી, ચવક, આસંધ, બળબીજ, કમળ કાકડી, વાંસકપુર, તજ, એલચી, લવિંગ, સમુદ્ર શોષનાં બીજ, લીંડીપીંપર, જાયફળ, જાવંત્રિ, વાંસકપુર, ધાણા, કાયફળ, ખુરાસાની અજમો, ગળોનું સત્વ, તાલમખાનુ, ગોખરૂ, શીંઘોડાં અને કંકોલ એ દરેક ચીજ બે, બે તોલા, સેમળાનાં કોમળ મૂળીઆં આઠ તોલા અને મોથરસ એટલે સેંમળાનો નવો ગુંદર વીશ તોલા લેઇ બધાંને ખાંડીને ચૂર્ણ કરી દશ શેર એટલે ચારસો તોલા ગાયના દુધ સાથે સારી પેઠે હલાવતા

જાય ધીમા તાપથી ઉકાળતાં જ્યારે દુધનો માવો થઇ જાય ત્યારે નીચે ઉતારી બરાબર ઠંડુ થયે તેમાં ચોવીસ તોલા ઘી, ચાર તોલા કેસર અને અડતાલીસ તોલા સાકરનું ચૂર્ણ તથા ચોવીસ તોલા મધ મેળવી બે, બે રૂા. ભારની ગોળીઓ વાળવી. દરરોજ સાયંકાળે આવી એક ગોળી ખાઇ તેના ઉપર દુધ સાથે ગળ્યો ખોરાક ભક્ષણ કરવો અને સુવાના મકાનમાં એક દીવો સળગતો મુકવો.

આ ઔષધિના સેવનથી મૈથુન કરવાની શક્તિ એટલી બધી પ્રબળ થાય છે કે જ્યાંસુધી શયન ગૃહમાં દીવો બળતો રહે છે ત્યાં સુધી વીર્ય મુક્ત થતું નથી. આ પયોગ નપુંસક સ્થિતિમાં આવી પડેલા પુરૂષોના વીર્યની વૃદ્ધિ કરવામાં, શુક્રનું સ્તંભન કરવામાં, રતિ શક્તિને જાગૃત કરવામાં તેમજ પ્રમેહ અને શરીરની શુષ્કતા દુર કરવામાં પરમોત્તમ છે.

મહાસાગર સ્વરૂપ અત્યંત વિશાળ આર્ય વૈદ્યકમાં ધાતુ સંબંધિ વિકારો માટે કેસરના યોગવાળા જે અસંખ્ય પ્રયોગો છે, તેમાંથી જે ચાર, છ પ્રયોગો અત્રે આપવામાં આવ્યા છે, તે ઉપરથી સમજાશે કે તેની ગરમ, ગ્રાહી અને આનંદદાયક અસરના લીધે આવાં દરદોમાં તેનો વિશેષ ઉપયોગ કરવામાં આવે છે. એ સિવાય વળી તેના ગ્રાહી, વાતહર અને ચુંક તથા આંકડીને શમાવનાર ગુણને લીધે ઝાડા અને મરડાના દરદમાં પણ વિવિધ રીતે વાપરવામાં આવે છે. એમાંની એક સર્વમાન્ય સરળ રીત એવી છે કે કેસર અને અફીણ સરખે ભાગે લેઇ ખરલ કરીને તેની અડધી રતીભારની ગોળીઓ કરવી અને દિવસમાં ત્રણ વખત દરેક ટાઇમે તેવી એક ગોળી મધ સાથે આપવી.

સ્રીઓને માસિક ધર્મ સમયે થતી અત્યંત પીડા, અટકાવનું જોઇએ તે કરતાં ઓછું આવવું, કિંવા સમૂળગુ બંધ પડવું, વિગેરે દરદો ઉપર તેની જે અનેક બનાવટો વપરાય છે તે પૈકી એક ઉત્તમ બનાવટ નીચે મુજબ છે.

તજનું ચૂર્ણ એક ભાગ, અકલગરો એક ભાગ, એળીઓ એક ભાગ, ફુલાવેલો ટંકણખાર એક ભાગ, શેકેલી હિંગ એક ભાગ, કેસર એક ભાગ, લોહભસ્મ અથવા તો ચોખ્ખી હીરાકસી એક ભાગ અને ઇંદ્રિવારણીનાં મૂળનું ચૂર્ણ ચાર ભાગ એ બધાંને સાથે મેળવી ચૂર્ણ કરવું અને તેમાંથી દરરોજ સવાર, સાંઝ બેથી ચાર વાલ જેટલું લેઇ ગરમ પાણી સાથે આપવું.

ન્હાનાં બાળકોને માટી ખાવાની ટેવ પડવાથી ખાધેલી માટીનો ઉદરમાં સંચય થઇ તેના લીધે શરીરનું ફીકું પડવું, સોજા આવવા વિગેરે જે પાંડુ રોગનાં ચિન્હો થાય છે તેના ઉપર પણ કેસર આબાદ કાર્ય કરે છે, અને તે એવી રીતે વપરાય છે કેઃ—

કેસર, જેઠીમધ, લીંડીપીંપર અને નસોતર એ ચારે ચીજોને સરખા ભાગે લેઇ ઊકાળો કરી તેના ચાર પુટ ઇંટ ખાંડીને કરેલા ભૂકાને દેવા, પછી સાદી માટીના બદલે બાળકને આ માટી ખાવા આપવાથી તેના ઉદરમાં સંચય થયેલી માટી ઝાડા વાટે બહાર નીકળી જઇ આરામ થાય છે.



# ખડસલીઓ.

**સં.** પર્પટ, તૃષ્ણારિ, પિતારિ **હિં.** પિત્ત પાપડા, દવન પાપરા. **બં.** ખેત પાપડા. **મ.** ધ.ટી પિત્ત પાપડા. **ગુ.** ઘાસીઓ પિત્ત પાપડો, ખડસલીઓ. **ફા.** શાહતરા. **લા.** Rungia repens, Fumeria Officinalis.

**વિવરણ**—ખડસલીઓ ચોમાસે ઘણો ઊગે છે, એનો છોડવો જરા ઊંચો વધીને ચોતરફ શાખાઓ નાંખે છે, વાડ કે બીજા છોડવાઓની ઓથમાં સારી જમીનમાં તે એકથી દોઢ ફુટ ઊંચો વધે છે, પરંતુ ખુલ્લી જમીનમાં તે ઊગીને જમીન ઉપર પથરાઇ જઈ પાંચથી પચ્ચીશ ઇંચના ઘેરાવાનાં છાતળાં નાંખે છે. એની શાખાઓ જમીન ઉપર પથરાય છે ત્યાં આગળ વખતે ઝીણાં મૂળીઆં મુકે છે. એનાં પાંદડાં ॥ થી ૨॥ ઇંચ જેટલાં લાંબાં અને ૦। થી ૦॥। ઇંચ જેટલાં પહોળાં અને બન્ને છેડે સાંકડાં થતાં અથવા તો ગોટકડાં હોય છે. એની શાખાઓના છેડે ૦॥ થી ૭ ઇંચ જેટલી લાંબી માંજર નીકળી તેના ઉપર ૦। ઇંચ લાંબાં અને એકથી દોઢ લાઇન વ્યાસનાં ગુલાબી રંગનાં જાંબુડી છાયા લેતાં ફુલો આવે છે, અને ફળો જવના દાણા જેવા આકારનાં લીલા કે ભુરા રંગનાં હોય છે. એના આખા છોડવા ઉપર ધોળા ખરસટવાળની રૂંવાટી હોય છે અને વાસ તથા સ્વાદ કડવાં હોય છે.

**ઉપયોગ**—ખડસલીઓ એ પિત્તના પ્રકોપને શાન્ત કરવામાં અતિ પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે. જુદી જુદી જાતના તાવોમાં પિત્તનો પ્રકોપ ઘણું કરીને હોય છેજ, અને તેથી તેઓના ઉપર ખડસલીઓ

સારી રીતે લાગુ પડે છે. વળી શરદ ૠતુમાં આવતો તાવ કે જે હાલમાં મેલેરીઆના નામથી ઓળખાય છે. અને જેની શાન્તિ માટે ઢગલે ઢગલા કિવનાઇન વપરાય છે, તે તાવમાં તો પિત્તની વિકૃતિ અવશ્ય હોય છેજ, અને તેથી ખડસલીઓ એ તેની રામબાણ નિ-ર્બંધ ઔષધિ છે. ખડસલીઓ પરસેવો લાવી લોહીને સાફ કરે છે, મૂત્ર રેચક અસર કરી તાવની ગરમીને હઠાવે છે, તેમજ લાલચોળ ઊતરતા પેસાબને સાફ કરે છે. માથે ચડી ગયેલી ગરમીને ઊતારી માથાનો સખ્ત દુઃખાવો બંધ કરે છે, હાથ, પગ તથા આખોમાં થતા દાહને દુર કરે છે, તેમજ તાવ ઊતર્યા પછી શરીરમાં રહેલી નબળાઇને પણ દુર કરે છે. જેથી તાવ હોય અગર ન હોય એવી સ્થિતિમાં પણ તે વાપરી શકાય છે. એનું હીમ પીવાથી સતત, સં-તત વિગેરે અણઊતાર તાવો પણ ઊતરી જાય છે. એ હીમ એવી રીતે બનાવાય છે કે.—

ખડસલીઓ, કાળી દ્રાક્ષ, વીરણવાળો, ધાણા, ગળો અને કરી-આતું એ દરેક ચીજ એક, એક તોલો લેઇને ખાંડી ચૂર્ણ કરી સાંજે અઢીશેર પાણીમાં ભીંજવી રાખી સવારના ચોળી મસળીને એ પાણી ગાળી લેઇ તાવ ઉતરતા સુધી દર એક કે બે કલાકે પાંચથી દશ તોલા જેટલું પીવું.

આ હીમ પીવાથી તાવની સખ્ત તરસ છીપે છે, ગળાનો શોષ કમી થાય છે. તાવના સખ્ત ઉલટી બેસી જાય છે. માથું દુઃખતુ શાન્ત પડે છે. પેશાબ સાફ આવે છે, અને જવરની ગરમી ઘટતી જાય છે. વળી ખડસલીઓ અને ગળો સરખા ભાગે લેઇ રીતસર

ઉકાળો કરી તેમાં મરીઆંનું ચૂર્ણ નાંખીને પીવાથી જીર્ણ જવર અને તેના લીધે રહેતી ખાંસી, મંદાગ્નિ વિગેરે દુર થાય છે.

ખડસલીઆને સુકવી ચૂર્ણ કરી એ ચૂર્ણ ૦॥ તોલો લેઇ તેમાં બે, ચાર વાલ મરીઆંનું ચૂર્ણ ઉમેરીને ગરમ પાણી સાથે દર બે કલાકે આપવાથી પણ પરસેવો આવી તાવ ઉતરી જાય છે.

પર્પટાદ્યરિષ્ટ—ચારસો તોલા ખડસલીઓ લેઇને તેને ૧૦૨૪ તોલા પાણી સાથે ઊકાળતાં જ્યારે ૨૫૬ તોલા પાણી બાકી રહે ત્યારે ઊતારી ગળી લેઈ તેમાં આઠસો તોલા જુનો ગોળ, ૬૪ તોલા ધાવડીનાં ફુલોનું ચૂર્ણ તથા ગળો, મોથ, દારૂ હળદર, તેલીઓ દેવદાર, ભોંયરીંગણી, ધમાસો, ચવક, ચિત્રાનાં મૂળ, સુંઠ, મરીઆં, લીંડીપીંપર, વાવડીંગ, એ દરેકનું ચાર, ચાર તોલા ચૂર્ણ નાંખી ચીનાઈ માટીની બરણીમાં ભરો મ્હોં બંધ કરી રીતસર એક મહીનો રાખી મૂકવું. આ રીતે તૈયાર થયેલો અરિષ્ટ દરરોજ સવાર, સાંઝ એકથી બે તોલા જેટલો લેઈ ચાર ગણા પાણી સાથે મેળવી પીવાથી દરેક જાતના જીર્ણ વિષમ જવરો તથા તેના લીધે થયેલાં પંડુ, કમળો, બરોળ, યકૃતની વૃદ્ધિ, સોજા વિગેરે દરદો નાશ પામે છે.

---

## ગરણી.

સં. વિષ્ણુ ક્રાન્તા, અપરાજીતા, ગોકર્ણિકા. ગિરિકર્ણિકા. હિં. કોયલ, કાજીના બં. અપરાજીતા. મ. કાજળી, ગોકર્ણી. લા. Clitoria ternatea.

વિવરણ—ગરણીના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે.

તેમજ કેટલીએક જગ્યાએ તે બારે માસ પણ હોય છે. એના વેલા વિશેષ લાંબા હોતા નથી, પરંતુ તેમાંથી તાર જેવી પાતળી શાખાઓ ઘણી નીકળેલી હોય છે. એનાં પાંદડાં ૦॥ થી બે ઈંચ જેટલાં લાંબાં અને ૦॥ થી ૧॥ ઈંચ જેટલાં પહોળાં હોઇ તેઓના ઉપર ધોળા વાળની રૂંછાળ હોય છે. એનાં ફુલનો આકાર ગાયના કાન જેવો હોય છે અને તેથીજ સંસ્કૃતમાં એને ગોકર્ણી કહે છે. કેટલાએક વેલાઓ ઉપર સુંદર આસમાની શ્યામ રંગનાં ફુલો આવે છે, એ ઉપરથીજ એનું વિષ્ણુ કાન્તા નામ પડેલું લાગે છે—એનાં ફુલો બે ઈંચ લાંબાં અને દોઢ ઇંચ પહોળાં હોય છે, અને તેમાં કોઇ પણ જાતની ખાસ વાસ હોતી નથી. એની શીંગો બે થી ચાર ઇંચ લાંબી અને ત્રણેક લાઇન પહોળી હોય છે અને તેમાંથી કાળાસ લેતા ભુરા રંગનાં બીજ નિકળે છે જે વરાધીઆં બીયાંના નામથી પ્રસિદ્ધ છે.

ગુણ ધર્મ અને ઉપયોગ—આ ઔષધિમાં ઝાડા, પેશાબને છુટથી ઉતરવાનો ગુણ રહેલો છે, એનાં મળીઆં નસોતરની માફક સખ્ત રેચ કરનારાં છે, પરંતુ તે લેવાથી પેટમાં ઘણું અમળાય છે તથા બેચેની અને તાવ જેવી અસર ઉત્પન્ન કરે છે માટે સ્વતંત્ર રીતે એટલે એકલાં વાપરવાં સારાં નથી. મળ કરતાં બીજ વધારે સારાં એટલે ઉપદ્રવ રહિત ગણાય છે અને તેથી ન્હાનાં બાળકોને પણ રેચ તરીકે આપવામાં આવે છે. એનાં બીજ, સુંઠ અને સિંધાલુણ એ ત્રણ સરખા ભાગે લેઇ ખાંડી ચૂર્ણ કરી તેમાંથી દર ટાઇમે ૦॥ તોલા જેટલું ચૂર્ણ જુલાબના માટે મોટા મનુષ્યને જળોદર વિગેરે ઉદર વૃદ્ધિના વ્યાધિઓમાં આપવામાં આવે છે. વળી એ કાર્ય માટે બીજી રેચક ઔષધિઓની સાથે મેળવીને તેનું પ્રવાહી પણ યોજાય છે.

ગરણીનાં મૂળ, શંખાવળીનાં મૂળ દાંતલીનાં મૂળ, અને ગળીનાં મૂળ એ બધાં મળીને બે તોલા લેઇ તેઓને પાણી સાથે ખુબ ઘસીને રસ નીચોવી લેવો. એ રસમાં ચાર તોલા ગૌ મૂત્ર મેળવીને જળોદરમાં આપવાથી જળરેચક અસર થઇ આરામ થાય છે.

બાળકોને વરાધનું દરદ થાય છે તેના માટે એનાં બીજ એ એક અત્યુત્તમ ઔષધ છે. આ કાર્યના માટે એનાં બીજને શેકી ચૂર્ણ કરી ગોળ સાથે મેળવી માતાના ધાવણ જોડે આપવામાં આવે છે. ખાસ ન્હાનાં બાળકો માટે ૦॥ થી એક બીજનું અને મ્હોટાના માટે બે થી ત્રણ બીજનું ચૂર્ણ પુરતું છે.

આ સિવાય આ ઔષધિમાં એક વિશેષ ચમત્કારીક ગુણ એ રહેલો છે કે તે સાપના ઝેરના માટે એક ઉત્તમ દવા છે એનાં મૂળીઆંનું ચૂર્ણ એક તોલા જેટલું લેઇને ઘી સાથે મેળવીને પાવાથી ચામડીમાં પહોંચેલું ઝેર દુર થાય છે. દુધની સાથે ખવડાવવાથી લોહી સુધી વ્યાપેલું વિષ નાબુદ થાય છે. કંદના ચૂર્ણ સાથે ખવડાવવાથી માંસમાં પહોંચેલું ઝેર, હળદરના ચૂર્ણ સાથે ખવડાવવાથી હાડકાંમાં ફરી વળેલું ઝેર, કાકાલી અથવા તો તે ના મળે તો આસંધના ચૂર્ણ સાથે આપવાથી ચરબીમાં ગયેલું ઝેર અને ચંડાળકંદ અથવા તો નોરવેલના કંદના ચૂર્ણ સાથે આપવાથી છેક વીર્ય સુધી પહોંચેલું વિષ દુર થાય છે. આ ગુણ સફેદ ફુલની ગરણીમાં વિશેષ રહેલો છે એમ વૃદ્ધ વૈદ્યોનું માનવું છે.

**પારદ ભસ્મ વિધાન**—આ સિવાય વિષ્ણુ ક્રાન્તામાં પારાની ભસ્મ કરવાની પણ શક્તિ રહેલી છે. અને તે કાર્ય માટે એવી રીતે

વપરાય છેકેઃ—કુકડવેલનાં ફળો અને ગરણીનાં મૂળ બન્નેને સરખા ભાગે લેઇ કાંજીમાં પીસી સ્વરસ કાઢી એ રસની શુદ્ધ પારાને સાત વખત ભાવના આપવી, દરેક ભાવના વખતે પારાને સારી પેઠે ઘુંટવો તેથી તે મુર્છિત થઇ જાય છે. એ રીતે મુર્છિત થયેલા પારાને એક માટીના કુંડામાં નાંખીને ચુલે ચઢવી તેના નીચે અગ્નિ કરવો અને કુંડામાં ઉપર મુજબ કાંજી સાથે કુકડપાડા અને ગગણીનાં મૂળને ઘુંટીને કાઢવામાં આવેલા રસના ટુવા દેવા. જેમ જેમ રસ બળવા આવે તેમ તેમ ટુવા દેતા રહેવું. એ પ્રમાણે બાર કલાક કરવાથી મીઠા જેવી સફેદ રંગની ભસ્મ થાય છે.

---

## ગળો.

સં. ગુડુચી, અમૃત વલ્લી, હિં. ગિલોય, બં. ગુલંચા, મ. ગુળવેલ, ફા. ગિલાઇ, તૈ. તિપ્પતિગા, ઈં. ગુલાંચા, લા. Tinospora cordifolia.

વિવરણ—ગળોના વેલા સર્વે સ્થળે પ્રસિદ્ધ છે જેથી વિશેષ વિવેચનની જરૂર નથી.

ગુણદોષ અને ઉપયોગ—ગળોમાં શમન, જ્વરઘ્ન, પિત્ત શામક, શીતળ પૌષ્ટિક, મૂત્રલ અને શોધક ગુણો રહેલા છે તેમાં પણ તેનો શમન ગુણ અત્યંત આશ્ચર્યકારક છે. આયુર્વેદના અભિપ્રાય પ્રમાણે હરકોઇ વ્યાધિમાં વાયુ, પિત્ત કે કફ એ ત્રણ દોષો પૈકી એકાદ, એનો પ્રકોપ અવશ્ય થયેલો હોયછેજ. પરંતુ ગળોમાં શમન ગુણ હો-

ચાને લીધે તે એવી રીતે અવ્યવસ્થિત થયેલી પ્રકૃતિને સમાનતામાં લાવી શકે છે. કેમકે જે દોષને કોપ થયો હોય તેને તે શાન્ત પાડે છે, અને જેની ક્ષીણતા થઇ હોય તેને પ્રદીપ્ત કરે છે. આવી રીતે વધઘટ થયેલા દોષોને એક સરખા પ્રમાણમાં લાવી પ્રકૃતિને નિરોગી બનાવવાનો ગુણ બીજી એક પણ ઔષધિમાં નથી. જેમ સાજા મનુષ્યને ખોરાક હિતાવહ છે. તેવી રીતે માંદા મનુષ્યને ગળો ફાયદાકારક છે, કોઇપણ જાતની પ્રકૃતિવાળાને કોઇપણ દરદમાં ગળો માફક ન આવે તેમ બનતુંજ નથી. આવા ઉત્તમ ગુણને લેઇનેજ તેનું અમૃતા કે અમૃતવલ્લી નામ રાખવામાં આવેલું છે.

ગળોમાં જ્વરઘ્ન ગુણ હોવાથી તમામ જાતના તાવોમાં તેનો છુટથી ઉપયોગ છે, અને તેમાં પણ બધી જાતના વિષમજ્વરો એટલે રોજીંદો, એકાંતરીઓ, ચોથીઓ વિગેરે મેલેરીયાની અસરથી ઉત્પન્ન થનારા તાવોમાં તે ઘણું સરસ કાર્ય બજાવે છે. આવી જાતના તાવોમાં જો કે તે ક્વીનાઇનની બરોબરી તો કરી શકતી નથી, તોપણ તેનો ઉકાળો આપવાથી લગભગ ક્વીનાઇનના જેવું કાર્ય થાય છે. વળી એકલું ક્વીનાઇન આપવાથી દરદીને જ્યારે ગરમ પડી કેટલાએક ઉપદ્રવો ઊત્પન્ન કરે છે. ત્યારે ગળોમાં આવો અવગુણ નહિ હોવાથી તેના ઉકાળા કે સત્ત્વ સાથે ક્વીનાઇન આપવામાં આવે છે તો પિત્તનો પ્રકોપ, મગજનું ભ્રમણ, કાનની બહેરાશ વિગેરે ક્વીનાઇનની ઝેરી અસરથી ઉત્પન્ન થનારા ઉપદ્રવોનો ભય દુર થાય છે. વળી ક્વીનાઇનતો ટાઢ વાઇને આવતા વિષમજ્વરોનીજ માત્ર રામબાણ દવા છે. પરંતુ ટાઢ સિવાય આવતા ઊના તાવોમાં તેનાથી

જોઈએ તેવો ફાયદો થતો નથી, જ્યારે ગળોતો આવા તાવોમાં પણ રામબાણ ફાયદો બતાવે છે.

વિષમજ્વરો ઉપરાંત જીર્ણજ્વરમાં પણ ગળોનો ઉપયોગ અત્યંત પ્રશસ્ત છે. કારણ જીર્ણજ્વરમાં ઘણું કરીને પિત્તનો પ્રકોપ હોય છે અને ગળોમાં પિત્તની શાન્તિ કરવાનો ખાસ ગુણ રહેલો છે જેથી સખ્ત તાવ આવી ગયા પછી શરીરમાં જે ઝીણો તાવ રહી જાય છે તે એના સેવનથી દુર થાય છે, એટલુંજ નહિ પરંતુ દરદીમાં શક્તિ પણ શીઘ્રતાથી આવે છે. આવા તાવમાં ગળોની બીજી કોઇપણ બનાવટ કરતાં તેનું સત્વ વધારે ગુણ કરે છે, અને તે મંડુર, સુવર્ણ માક્ષિક કે લોહભસ્મ અને ત્રિફળાંના ચૂર્ણ સાથે અપાય છે. વળી તેના કવાથના જળને ફરીથી ઊકાળી શીરા જેવું ઘટ્ટ બનાવી તેની સાથે જુનો ગોળ, મધ તથા થોડું ઘી મેળવીને આપવાથી પણ ગમે તેવો જીર્ણજ્વર હોય તો તે દુર થાય છે.

ગળોમાં પિત્ત શામક ગુણ ખાસ રીતે રહેલો હોવાથી પિત્તના પ્રકોપમાં તે અદ્વીતિય અસર કરે છે. યકૃત્ એટલે લીવરનો જુનો રોગ અને તેના લીધે થયેલું જળોદર, તેમજ કમળો એ બધાં દરદો ઉપર ગળોનો ઉપયોગ ઘણો વખાણવા લાયક છે. મગજની અંદર રહેતી ગરમી, આંખનો દાહ વિગેરે દરદોમાં તેનો ત્રિફળાંની જોડે ઉપયોગ કરવાથી સંતોષ કારક ફાયદો બતાવે છે. પિત્તને લીધે થતી ઊલટી તેમજ તાપમાં ફરવાથી ઉત્પન્ન થયેલા ઝાડા એ બધું લીલી ગળોના રસમાં સાકર નાંખીને પીવાથી તત્કાળ બંધ પડે છે. અમ્લપિત્તના દરદમાં પણ ગળોનું સત્વ પ્રવાળ ભસ્મ જોડે મેળવીને અપાય છે અને તેથી સારો ફાયદો થાય છે. કેમકે પ્રવાલ ભસ્મ પિત્તની અમ્લ-

તાને દુર કરે છે અને ગળો પિત્તના પ્રકોપને શાન્ત પાડે છે. આધાશીશીમાં પણ પિત્તનો પ્રકોપજ હોય છે અને તેથી તેમાં પણ ગળોનું સેવન ફાયદાકારક નીવડે છે.

વળી પોતાનામાં રહેલા શોધક ગુણને લીધે લોહીને સુધારવામાં પણ ગળો ઉત્તમ કાર્ય કરેછે. વાતરક્ત એટલે પત જેવાં લોહી બિગાડનાં ચામડીનાં દરદોમાં ગળોના જેવી ઉત્તમ અસર કરનારી બીજી એક પણ દવા નથી. માત્ર આવાં દરદોમાં તેનો લાંબા સમય સુધી ઉપયોગ કરવો જોઇએ. ચામડીનાં જે દરદોમાં વ્રણ એટલે ચાંદાં પડેછે તે દરદોમાં ગળોની સાથે ગુગળ અને વ્રણ સિવાયના વિકારોમાં એરંડીયું આપવાથી તેની અસરમાં અત્યંત વધારો થાય છે.

પ્રમેહ, પેશાબની બળત્રા, તણખા, ઊનવા, મૂત્રની અમ્લતા, મૂત્રકૃચ્છ વિગેરે દરદોમાં પણ ગળો તેના મૂત્રલ ગુણના લીધે ઉત્તમ ફાયદો બતાવે છે, તેમજ એરંડીયા તેલ સાથે તેનો ઊકાળો આપવાથી કષ્ટ સાધ્ય મનાતા સંધિવાના દરદમાં પણ સારો સુધારો માલુમ પડે છે. ગળોના વેલાઓમાંથી જે સત્વ કાઢવામાં આવે છે તે પૌષ્ટિક ગણાય છે અને તેથી ક્ષયના દરદમાં તેનો છુટથી ઉપયોગ થાય છે. ગળોનું સત્વ કૉડલીવર તેલના નામે ઓળખાતા અપવિત્ર અને દુર્ગંધમય ઔષધની માફકજ દરદીની શક્તિ વધારવાનું કાર્ય કરે છે પરંતુ તેનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરવો જોઇએ. દરરોજ અઢીથી પાંચ તોલા જેટલું એ સત્વ લેઇને દુધ તથા સાકર સાથે પકાવી શીરા જેવું બનાવીને દરદીની શક્તિનો વિચાર કરીને તેને માફક આવે તેટલું દરરોજ ત્રણ, કે ચાર વખત આપવું જોઇએ.

આ સિવાય ધાતુની નબળાઇ, મંદવાડ પછીની અશક્તિ, તેમજ પ્રદર અને પાડુ જેવાં દરદોમાં પણ ગળોના સત્વનો લોહ કે મંડુર ભસ્મ સાથે ઉપયોગ કરવાથી ઉત્તમ પરીણામ આવે છે.

ગળો પાચન ક્રિયાને સુધારવામાં પણ વિદેશી ઔષધ કેલંબાની માફક કાર્ય કરે છે. એનાથી પાચક રસ વધારે ઉત્પન્ન થાય છે, ક્ષુધા પ્રદીપ્ત થાય છે અને જઠર બળવાન થાય છે. ગળોમાં વિષઘ્ન ગુણ હોવાથી તેનો કંદ એટલે મૂળ બેથી ત્રણવાલ જેટલું લેઇ પાણીમાં ઘસીને પાવામાં આવે છે, અને આમ દર પાપા કલાકે ચાર, પાંચ-ચાર પાવાથી વારંવાર ઉલટી થઇને સર્પનું ઝેર ઉતરી જાય છે.

ગળોમાં આવા અનેક ઉત્તમ ગુણો હોવાથી આર્ય વૈદ્યોમાં તેની એટલી બધી બનાવટો વપરાય છે કે જો તે બધી લખવા બેસીએ તો એક સ્વતંત્ર ગ્રંથ લખાય, અને તેથી અત્રે માત્ર કેટલી-એક ખાસ ઉપયોગી બનાવટો લખીનેજ સંતોષ માનીશું.

અમૃતારિષ્ટઃ—ગળોના લીલાવેલા ચારસોતોલા તથા દશમૂળ (બલી, અરણી, અરડુસો, કાંકચ, શીવણ, સમેરવો, ગધી સમેરવો, ઉભી રીંગણી, ભોંયરીંગણી અને ગોખરૂનાં મૂળ) ચારસો તોલા લેઇ તેઓને ૪૦૯૬ તોલાપાણી સાથે ઉકાળતા ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઇ તેમાં ત્રીશ શેર ગોળ, જીરાનું ચૂર્ણ ૬૪ તોલા, ખડસલીઓ આઠ તોલા, સાતવીણની છાલ, સુંઠ, મરીઆં, લીંડીપીપર, મોથ, નાગકેસર, કડુ, અતિ વિષની કળી અને ઈંદ્રજવ એ દરેકનું ચૂર્ણ ચાર, ચાર તોલા નાંખી ચીનાઇ માટીની બરણીઓમાં ભરી મ્હોડું બંધ કરી એક મહીનો રાખી મુકવું, અને પછી દરરોજ સવાર, સાંઝ એકથી ચાર રૂા. ભાર જેટ-

ણું લેઇ તેટલાજ પાણી સાથે મેળવીને પીવું. જેથી દરેક જાતના તાવો નાબુદ થાય છે.

**ગુડુચ્યાદિકવાથ**—ગળો, ધાણા, વીરણવાળો, સુંઠ, કાળાવાળો, ખડસલીઓ, કુંણાં લીલા, અતિ વિષની કળી, કાળી પાઠનાં મૂળ, રતાંજળી, કડાછાલ, ચરીયાતું, નાગરમોથ અને ઇંદ્રજવ એ સરખા ભાગે લેઇ ખાંડી ખોખરાં કરી તેમાંથી ચાર તોલા જેટલું લેઇ ચોસઠ તોલા પાણી સાથે ઊકળતાં ચાર કે આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઇ ઠંડુ થયે તેમાં મધ નાંખીને પીવાથી ઝાડા સાથેનો તાવ દુર થાય છે.

**અમૃતા મોદક**—હરડેદળનું ચૂર્ણ, આમળાંનું ચૂર્ણ સુંઠ, અને લીંડીપીંપર એ દરેક એક એક તોલો, ગળોના કવાથને ઉકાળીને બનાવેલો ઘન એટલે ઘટ્ટ પદાર્થ ચાર ભાગ, અને પાણી સાળ તોલા લેઇ એ બધને સાથે ઊકળતાં જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેઇ તેમાં આઠ તેલા સાકર નાંખી ઊકાળતાં જ્યારે પાકી ચાસણી તૈયાર થાય ત્યારે નીચે ઊતારી ૦, ૦ તોલાની ગોળીઓ વાળવી. આવી જાતની ગોળીઓને આજ કાલ કેટલાએક વૈદ્યો સંશમનીના નામે પણ ઓળખે છે. વળી કેટલાએક તેમાં સોળમા ભાગની લોહ કે મંડુર ભસ્મ પણ ઊમેરે છે. દરરોજ સવાર સાંજ આવી એક, એક ગોળી લેવાથી બરોળનો વધારો, મંદાગ્નિ અને કફ સાથેનો જીર્ણ જવર દુર થાય છે.

**ગુડુચ્યાદિ મોદક**—ગળોના બહુ કીરા નહિ તેમજ બહુ પાકા પણ નહિ પરંતુ વચલી જાતના વેલા લેઇને તેને સારી પેઠે કુટીને ખુબ પાણીમાં નાંખી એકાદ, બે કલાક ભીંજાવા દેઇ હાથવડે

સારી પેઠે મસળીને પછી કાઢી નાંખવા અને તે પાણીને ઝીણા કપ-ડાથી ગળી લેઇને ઠરવા દેવું. સારી પેઠે પાણી ઠરી જાય એટલે ધીમે ધીમે ઉપર ઉપરનું પાણી કાઢી નાંખતા જવું, અને એ રીતે બધું પાણી નીકળી જાય ત્યારે વાસણના તળીએ બેઠેલો ઘઉંના મેદા જેવો જે સફેદ પદાર્થ બાકી રહે તે લેઇ લેવો. આ પદાર્થને થોડીવાર હ-વા કે તડકામાં રાખવાથી સુકાઇ જશે. આવી રીતે તૈયાર કરવામાં આવેલો આ પદાર્થ કે જે ગળોનું સત્વ કહેવાય છે તે બે તોલા અને વીરણ વાળો, કાળો વાળો, તમાલ પત્ર, કઠ, આમળાં, મુસળી, એલચી, મંદીનાં બીજ, કાળી દ્રાક્ષ, કેસર, નાગકેસર, કમળનોકંદ, ભીમશેની કપુર, સુખડ, રતાંજળી, સુંઠ, મરીઆં, લીંડીપીંપર, જેઠી-મધ, આસંધ, શતાવરી, ગોખરૂ, કૌચબીજ, જાયફળ, કંકોલ ચોરક અથવા તે ન મળેતો જટામાંસી, રસ સિંદુર, અભ્રકભસ્મ, બંગભ-સ્મ તથા લોહભસ્મ એ દરેક એક, એક તોલો લેઇ ચૂર્ણ કરી સાથે મેળવી તેમાં આઠ તોલા ઘી, આઠ તોલા સાકર અને દશ તોલા મધ મેળવી એક, એક રૂ. ભારના લાડુ વાળવા. આવો એક, એક લાડુ સવાર સાંઝ ખાવાથી ક્ષય, રક્તપિત્ત, હાથ પગનાં તળી-આંનો દાહ, પ્રદર, રક્ત પ્રદર, મૂત્ર કચ્છ, પ્રમેહ વિગેરે દરદો દુર થાય છે.

અમૃતા ગુગળ—લીલી ગળો ૬૪ તોલા, ગુગળ ૩૨ તોલા દરડેદળ, બહેડાંનુ દળ અને આમળાં એ દરેક પણ બત્રીસ તોલા લેઇને તેઓને અધકચરાં ખાંડીને વીશ શેર પાણીમાં નાંખીને ઉકાળવું, અને તે ચોથા ભાગનું બાકી રહે ત્યારે ઉતારી વસ્ત્રથી ગાળી લેઇ ફરીથી અગ્નિ ઉપર ચડાવવું. જ્યારે તે જાડું થાય ત્યારે તેમાં દાત-લીનાં મૂળ બે તોલા, સુંઠ ॥ તોલો, મરીઆં ॥ તોલો, લીંડીપીં-

પર ૦ાા તોલો, વાવડીંગ બે તોલા, ગળો બે તોલા, હરડેદળ ૦ાા તોલો, બહેડાં ૦ાા તોલો અને આમળાં ૦ાા તોલો લેઇ વસ્ત્રગાળ કરેલું ચૂર્ણ ઉમેરવું. જ્યારે ઠંડુ થાય ત્યારે ૦ા, ૦ા તોલાની ગોળીઓ વાળવી. દરરોજ સવાર, સાંઝ આવી એકથી ચાર ગોળીઓ યોગ્ય અનુપાન સાથે આપવાથી પત, વિસ્ફોટક, કોઢ, વ્રણ વિગેરે દરદો નાબુદ થાય છે.

અમૃતા રસાયન—સુકી તાજી ગળોને ખાંડીને તેનું વસ્ત્ર ગાળ કરેલું ચૂર્ણ એક સો તોલા, જુનો ગોળ ૧૬ તોલા, મધ ૧૬ તોલા અને ઘી વીશ તોલા લેઇને સાથે મેળવી તેની ૦ા, ૦ા તોલાની ગોળીઓ વાળવી. દરરોજ સવાર સાંઝ આવી એકથી ચાર ગોળીઓ લેઇને ખાવાથી કોઇ પણ જાતનો વ્યાધિ ઉત્પન્ન થવાનો ભય રહેતો નથી, તેમજ બળ, બુદ્ધિ, વીર્ય, સ્મરણ શક્તિ વિગેરેમાં વધારો થાય છે.

આ સિવાય બીજા પણ અનેક ઉત્તમ પ્રયોગો પ્રચારમાં છે. પરંતુ વિસ્તાર ભયથી અત્રે આપવામાં આવ્યા નથી, તો જીજ્ઞાસુએ અન્ય વૈદ્યક ગ્રંથોમાં જોઇ ખાત્રી કરવી.

---

## ગોખરૂં.

સં. ગોક્ષુર, ત્રિકંટક, હિં. બડા ગોખરૂ. મ. ગોખુર, ગુ. માળવી ગોખરૂ. લા. Pedalium Mutox.

વિવરણ—ગોખરૂની મીઠા ગોખરૂ અને કડવા ગોખરૂ અથવા તો દેશી ગોખરૂં અને માળવી ગોખરૂ એવી બન્ને જાતો પ્રસિદ્ધ છે જ્યારે વિશેષ વિવેચનની જરૂર નથી, એ બન્ને જાતના ગોખરૂ જો કે

ગુણ દોષમાં લગભગ સરખાજ છે, તોપણ અત્રે લખવામાં આવેલા ગુણો મોટા એટલે માળવી ગોખરૂનાજ સમજવા.

**ગુણદોષ અને ઉપયોગ**—ગોખરૂ ખાસ ધાતુપુષ્ટિના માટે ઘણા વખાણાય છે, ગોખરૂનું ચૂર્ણ અને તલ એ બે સરખા વજને લેઇ મધ અને બકરીના દુધની સાથે લેવાથી હસ્તક્રિયાથી આવેલી નબળાઇમાં સારો ફાયદો થાય છે. ગોખરૂ, કૌચબીજ, ધોળીમુસળી, ચોખા સેંમળાનાં કુણાં મૂળ, આંમળાં, ગળોનું સત્વ અને સાકર એ સાતે ચીજો સરખા ભાગે લેઇને ચૂર્ણ કરવામાં આવે છે તે વૃદ્ધદંડના નામે ઓળખાય છે, અને ઘરડા મનુષ્યને જેમ લાકડીનો ટેકો આધાર રૂપ છે, તેવીજ રીતે ધાતુ સબંધી દરદોમાં આ ચૂર્ણ પરમોપયોગી છે, એના સેવનથી ધાતુની નબળાઇ, વીર્યસ્રાવ, હસ્તક્રિયાના વિકારો, રાત્રિએ સ્વપ્નામાં ધાતુનું જવું, પઠ્ઠત વિગેરે દુર થાય છે. વાગ્ભટ જણાવે છે કે:—

**फलोन्मुखोगोक्षुरकःसमूलश्छायाविशुष्कःसुविचूर्णितांगः ॥**
**सुभावितःस्वेन रसेन तस्मान् मानंपरोप्रासृतिकींपिपेद्यः ॥**
**क्षीरेण तेनैवचशालिमश्न ञ्जीर्णभवेत्सद्वितुलोपयोगात् ॥**
**शक्तःसुरुपःसुभगःशतायु कामोककुम्रानिवगोकुलस्थः ॥**

ગોખરૂના છોડને ફળ લાગવાનો સમય થાય અર્થાત તેના ઉપર બેઠેલા ગોખરૂ કઠીણ ન થઇ ગયા હોય ત્યારે ઉપાડી લાવી છાંયે સુકવીને ખાંડી ચૂર્ણ કરવું. એ ચૂર્ણને બીજા લીલા ગોખરૂ ખાંડીને

કાઢવામાં આવેલા રસની ભાવના દેવી, અર્થાત્ રસથી ભીંજવીને સુકાવા દેવું, દરરોજ આઠ તોલા જેટલું એ ચૂર્ણ દુધ સાથે પીવું, અને માત્ર દુધ ભાતનોજ ખોરાક રાખવો. આ પ્રમાણે આઠ તોલા ચૂર્ણનું સેવન કરનાર પુરૂષના ધાતુ સબંધિ સર્વે વિકારો ટળી જાય છે. પેશાબમાં લોહી પડતું હોય, પેશાબ અચકાઇને આવતો હોય, કષ્ટથી ઊતરતો હોય, પેશાબમાં રેતી જતી હોય કે પથરી બાઝી હોય તે પણ દુર થાય છે, પ્રદર, અને પ્રમેહનું તો નામ નિશાન પણ રહેતું નથી, શરીરના રૂપ, બલમાં વધારો થાય છે. વીર્યવૃદ્ધિ થવાથી આયુષ્ય પણ વૃદ્ધિ પામે છે, અને કામવિલાસ કરવાની શક્તિ તો એટલી બધી પ્રબળ થાય છે કે જેમ સેંકડો ગાયોના ટોળામાં એક સાંઢ બસ થાય છે તેમ.

આજકાલનાં નિર્માલ્ય મનુષ્યોને જો દર ટાઇમે આઠ તોલા ચૂર્ણનું સેવન ભારે પડે તો તેમણે પ્રકૃતિ અનુસાર ઓછું એટલે એ કે ચાર તોલા લેવું. એમ કરવાથી ઔષધ જો કે વધારે સમય સુધી ચાલશે, પરંતુ લાંબા દિવસે પણ આઠસો તોલાનો પ્રયોગ પૂર્ણ કરવાથી ઊત્તમ ફળ પ્રાપ્ત થશે.

ગોખરૂમાં પૌષ્ટિક ઉપરાંત મૂત્રલ અને શીતળ ગુણ હોવાથી જનનેન્દ્રિય અને મુત્રાશયનાં દરદો ઉપર પણ તેનો છુટથી ઉપયોગ થાય છે. ગોક્ષુરાદિ ગુગળના નામથી પ્રખ્યાત થયેલા પ્રયોગનો ઉપયોગ કરવાથી પ્રદર, મૂત્રકૃચ્છ, પ્રમેહ, મૂત્રાઘાત, ધાતુદોષ અને પથરી દુર થાય છે એ વાત સર્વે સદ્વૈદ્યોને વિદિતજ છે.

આ સિવાય જડીબુટ્ટીઓ સબંધિ શોધખોળ ચલાવતાં ગોખરૂ-માં એક દીવ્ય ગુણ અનુભવવામાં આવ્યો છે અને તે એ છે કે:—

ગોખરૂનાં તાજાં લીલાં મૂળ ઉપરની છાલ સોળ તોલા લેઇ ચટણીની માફક ઝીણી કુટી પછી તેને ૬૪ તોલા ઘી અને ૨૫૬ તોલા પાણી સાથે મેળવી ધીમા તાપથી ઊકાળતાં પાણીનો ભાગ બળી જઇને ઘી માત્ર બાકી રહે ત્યારે ઊતારી ગળી લેવું. દરરોજ સવાર, સાંઝ એ ઘી એકથી ચાર તોલા જેટલું લેઇને ખાવાથી અને તેના ઉપળ કેવળ દુધ ભાતનો આહાર રાખવાથી અપસ્માર એટલે વાઇનું દરદ અત્યંત ભયંકર હોય તોપણ નાબુદ થાય છે.

---

## ચોપચીની.

સં. દ્વીપાંતર વચા. હિ. ચોબચીની, બં. તોપચીની, મ. ચોપચીની, ફા. એવન, ઇં, China root, smilax China.

વિવરણ—આ ઔષધિ આ દેશમાં થતી નથી પરંતુ ચીન તરફથી આવે છે. છતાં દરેક સ્થળે મળી શકે છે જેથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ગુણદોષ અને ઉપયોગ—આ ઔષધિના ગુણદોષોનું વર્ણન છેક પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં જોવામાં આવતું નથી. પરંતુ ભાવ-મિશ્ર વિગેરે જણાવે છે કે:—એનો રસ મધુર અને કઇક કડવો હોય છે. વળી તે ગરમ અને અગ્નિને વધારનાર છે અને કબજીયત, આફરો તેમજ પેટના દુઃખાવાને મટાડનાર છે. પેશાબ અને ઝાડાને

શુદ્ધ કરી પ્રવર્તાવે છે, અને પક્ષાઘાત, સંધિવા વિગેરે વાયુનાં દર્દોમાં ફાયદો કરે છે. આખા શરીરમાં થતા દુઃખાવાને હઠાવે છે. અપસ્માર અને ઉન્માદનો નાશ કરે છે. તેમજ ઉપદંશની ગરમીથી થતા ફીરંગ વાયુમાં એક અકસીર ઇલાજ છે. વળી તે દુષ્ટ વ્રણો, કંઠમાળ અને નેત્રના વ્યાધિઓમાં પણ હિતકર છે, પુરૂષના વીર્યના અને સ્ત્રીઓના રજો દોષને પણ સુધારે છે. અને અંગગ્રહ તથા કુબ્જ વાતને નાબુદ કરે છે.

મખજનઉલઅદ્વીઆ વિગેરે કીતાબોના લખનારા મુસલમાન હકીમો જણાવે છે કે:—આ એક જાતના વેલાનાં મૂળ હોઇ તે ચીન તરફથી આવે છે. અને તે ઘણું કરી એકાદ વ્હેંત અથવા તો તેથી ન્હાના, મોટા ટુકડાઓના આકારમાં આવે છે. તેની જાડાઈ મુઠીમાં આવે તેટલી અથવા તો વધારે ઓછી પણ હોય છે, વળી કોઇ ટુકડો વધારે ગાંઠોવાળો, તો કોઇ ઓછી ગાંઠોવાળો, કોઈ ચીકણો તો કોઈ ખરસટ, કોઈ વજનદાર તો કોઇ હલકો, કોઇ કઠીણ તો કોઇ નરમ, કોઇ ધોળાશ ઉપર તો કોઇ કાળાશ પડતો કે ગુલાબી પણ હોય છે-આ બધા ટુકડાઓમાંથી સારા અને વાપરવા લાયક તો તેજ ગણાય છે કે જેઓનો રંગ ગુલાબી હોય, સ્વાદ મધુર હોય અને ગાંઠા વધારે ન હોય. વળી તે ટુકડાઓમાં ગાંઠા વધારે હોય કે ન હોય પરંતુ તેઓ મજબુત, ચીકણા અને રેસા વિનાના હોવા જોઇએ, તેમજ પાણીમાં નાંખવાથી ડુબી જાય તેવા વજનદાર, વગર સડેલા અને તાજા હોવા જોઇએ.

જે ટુકડાઓ વજનમાં હલકા અને સફેદ રંગના હોય તે કાચાં

મૂળીઆંના છે એમ સમજવું, તથા જે કાળા, ચમકદાર, કઠીણ અને રંગોથી ભરેલા તેમજ ગાંઠોવાળા, અને વાંકાચૂકા રેસાઓ કે ફડસલાં વાળા હોય તે બધા હલકી જાતના એટલે નહિ વાપરવા લાયક છે એમ સમજવું.

આ દવાનો એક એવો ગુણ છે કે તે શરીરના સાંધા તેમજ શાખાઓની અંદર પ્રવેશ કરે છે. અવિકૃત પિત્તને મદદ આપે છે, લોહીને સાફ કરે છે, સાંધાઓ મજબુત કરે છે, પેશાબને ગતિ આપે છે, ઋતુને પ્રવર્ત્ત કરે છે, પેટની અંદર થયેલી રસ વૃદ્ધિને સુકવી નાંખે છે, તેમજ લકવો, હાથનું ધ્રુજવું, આંચકી, ગરમીના રોગના લીધે થયેલું માથાનું દરદ, આધાશીશી, જુનો નજલો, વિસ્મૃતિ, ચક્કર, ઉન્માદ, ઉપદંશ અને દમના વ્યાધિઓને મટાડે છે. લોહીને શુદ્ધ કરવું એ તેનો ખાસ ગુણ હોવાથી ચાંદી, પત કે બીજાં કોઇ લોહીની ઉષ્ણતાથી થનારાં દરદોમાં અકસીર ફાયદો કરે છે, એના સેવનથી અફીણ ખાવાની આદત છુટી જાય છે, અને ઝેરવાળો પદાર્થ ખાવામાં આવ્યો હોય તો તેના વિકારને શાન્ત કરે છે, વળી જે પુરૂષ કામદેવ નષ્ટ થવાથી નાઉમેદ થયો હોય તેને ફરી પુરૂષત્વમાં લાવે છે. અને કફ તથા ગરમીનાં જુનાં દરદોમાં બહુ ફાયદો કરે છે.

ઇંગ્રેજી લખનારાઓ જણાવે છે કે આ ઔષધે હિન્દુસ્તાનમાં ઘણું ગાન મેળવ્યું છે, અને સંધિવાના દરદના માટે તે એક કિંમતી ઉપાય ગણાય છે, એટલુંજ નહિ પરંતુ ઉત્તમમાં ઉત્તમ માર્દવકર તેમજ વાજીકરણ ગુણવાળું મનાય છે.

ઑનરેબલ સર્જન ઈ. એ. મોરીસ—જણાવે છે કે:–દેશી વૈદ્યોએ ગરમીના દરદથી પડેલી ચાંદીના સંબંધમાં એનાં ભારે વખાણ કર્યાં છે; અને મેં તેની અસરથી સારી રીતે સાજા થયેલા કેટલાએક કેસો જોયા છે.

ઑનરેબલ સર્જન મોઇદીન શેરીફ ખાનબહાદુર–જણાવે છે કે:–ચોપચીનીનાં મજબુત ગાંઠાવાળાં મૂળ એ એક સસ્તુ અને ઉપયોગી ઔષધ છે; અને કૅાડલીવર ઑઇલ, સારસાપરેલા, તેમજ પોટાસ આયોડીડના બદલે ઘણી સારી રીતે વપરાય છે. મેં વિસ્ફોટકની છેલ્લી અસાધ્ય સ્થિતિમાં, તથા ઉપદંશ, સંધિવા અને કંઠમાળના કેટલાએક કેસોમાં તેનો ઉપયોગ ફત્તેહમંદીની સાથે કર્યો છે. આ ઔષધ ચૂર્ણ કે ઊકાળાના રૂપમાં વપરાય છે. ઊકાળો કરવાની રીત એવી છે કે દશ તોલા મળીઆંના ચૂર્ણને બશેર પાણી સાથે ધીના તાપથી ઊકાળતાં ત્રીશ તોલા પાણી બાકી રહે ત્યારે ઊતારી ઠંડુ પડવા દેઇ ગાળી લેવામાં આવે છે અને પછી દિવસમાં ત્રણથી ચાર વખત દરેક ટાઇમે એકથી ત્રણ અધોળ જેટલું આપવામાં આવે છે. જો ચૂર્ણ વાપરવું હોય તો તે દરેક વખતે ૦॥ થી એક તોલા જેટલું આપવામાં આવે છે.

આ બધા ઉપરથી સમજાશે કે ચોપચીની એ લોહી બિગાડનાં દરદો, વાતવ્યાધિઓ, તેમજ ધાતુની નબળાઇના માટે અત્યુત્તમ ઔષધ છે, અને તેથી તેની વિવિધ બનાવટો વપરાય છે. તોપણ તેઓમાં જે વિશેષ ઊત્તમ છે તે આ મુજબ છે.

**ચોપચીન્યાદિ ચુર્ણ**—ચોપચીની તોલા ૧૬, સાકર તોલા ૪, અને લીંડીપીંપર, પીંપળા મૂળ, મરીઆં, લવિંગ, અકલગરો, બંગભસ્મ, સુંઠ, વાવડીંગ, હરડે, બહેડાં તથા આમળાં એ દરેક અર્ધો, અર્ધો તોલો લેઇ તેનું વસ્ત્ર ગાળ ચૂર્ણ કરવું. આ ચૂર્ણ સવાર, બપોર, અને સાંઝ એ દરેક વખત ૦। તોલા જેટલું લેઇ તેમાં ૦। તોલો ઘી અને ૦॥ તોલો મધ મેળવીને આપવાથી ઉપદંશ, પ્રમેહ, વાયુનાં દરદો અને કોઢ દુર થાય છે.

**રકત શોધક કવાથ**—ચોપચીની, અનંતમુળ, મજીઠ, મીંઢી-આવળ, હરડે, બહેડાં, આમળાં, ગળો, લીંબડાની અંતરછાલ, કડુ, દારૂહળદર, ઘોડાવજ અને જેઠીમધ એ બધાં સરખા ભાગે લેઇ ખાંડી જાડા ભૂકા જેવું ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ચાર તોલા લેઇ ૬૪ તોલા પાણી સાથે ઊકાળતાં આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉ-તારી ગળી લેઇ પી જવું. અને એ મુજબ સાંઝે પણ કરવું.

આ કવાથના સેવનથી ઝાડો, પેસાબ ખુલાસેથી ઉતરે છે, ભૂખમાં વધારો થાય છે અને લોહી શુદ્ધ થાય છે જેથી ઉપદંશ-ગરમી, પ્રમેહ, વ્રણ, ભગંદર, કોઢ વિગેરે દરદો નાબુદ થાય છે.

**મદન સજીવન ચુર્ણ**—જાયફળ, લવિંગ, જાવંત્રિ, લીંડીપીંપર, તજ, તમાલપત્ર, ઇલાયચી, નાગકેસર, પીંપળા મૂળ, અજમો, કૌચ-બીજ, સેંમળાનાં મૂળ, આસંધ, મુસળી, બળબીજ, ગોખરૂ, સમુદ્ર શોષનાં બીજ, ધંતુરાનાં બીજ, વાંસકપુર, અને જેઠીમધ એ દરેક ચીજ સરખા ભાગે લેઇ ચૂર્ણ કરવું, અને તેનું જેટલું વજન થાય તેથી

બમણું ચોપચીનીનું ચૂર્ણ ઉમેરવું. દરરોજ સવાર, સાંઝ આ ચૂર્ણ ચારથી આઠ વાલ જેટલું લેઇ તેમાં ०। તોલો મધ અને ०॥ તોલો ઘી મેળવીને ચાટવું અને ઉપર ગાયનું દુધ પીવું, તેથી મૈથુનશક્તિમાં વધારો અને વીર્યનું સ્થંભન થાય છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યાં સુધી મદિરા, તેલ, ખટાશ, ખાર, તીખા પદાર્થ અને સ્ત્રીસેવન ત્યાગ કરવાં જોઇએ.

---

## તુલસી.

સં. તુલસી, વૈષ્ણવી, હિં. તુલસી, મ. તુળસ, તુલસી, બં. તુલસી, તે તુલસી, ફા. રેહાન્, અ. ઊલસી બદરૂત્ લા. O-cimum Album, O-cimum sanctum White Basil. Purple stalked Basil.

વિવરણ—તુલસી એ સર્વમાન્ય અને સર્વ પૂજ્ય વનસ્પતિ હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે, જેથી વિશેષ ઓળખાણ આપવાની જરૂર નથી. જો કે આ વનસ્પતિની વેદમાં પાંચ જાતો માનવામાં આવી છે, તોપણ કૃષ્ણ એટલે કાળી તુળસી અને રામ એટલે સફેદ તુળસી એ બે જાતો મુખ્ય છે, અને તે દરેક જગ્યાએ મળી શકે છે.

ગુણદોષ અને ઉપયોગ—પવિત્ર વસ્તુ તેજ ગણાય છે કે જે સ્વચ્છ એટલે કોઇપણ જાતના વિકાર વગરની હોય. તુલસી પણ એવા ગુણવાળી હોઇ સેંકડો દરદો હરવાને શક્તિ ધરાવે છે અને તેથીજ તે દરેક સ્થળે પુજનીય અને સ્તુતિપાત્ર થઇ પડીછે. નિઘંટકારો એના ગુણનું વર્ણન કરતાં જણાવે છે કેઃ—

श्वेता कृष्णा च तुलसी कटूष्णा चोषणा जगुः ॥
दाह पित्तकरी हृद्या तुवराद्यग्निदीपिका ॥
लघ्वी वात कफ श्वास कासहिध्मा कृमीञ्जयेत् ।
वान्ति दौर्गन्ध्य कुष्टानि पार्श्वशूलविषापहा ॥
मूत्रकृच्छ रक्तदोषं भूतबाधां च नाशयेत् ॥
शूलंज्वरंच हिक्कां च नाशयेदितिकीर्तिता ॥

× × × × ×

शुक्ला कृष्णाच तुलसी गुणैस्तुल्या प्रकीर्तिता ॥

સફેદ તેમજ કાળી તુળસી તીખી, ગરમ, દાહજનક, પિત્તકારક, હૃદયને હિતકારી, તુરી, અગ્નિદીપક, પચવામાં હલકી, વાયુ, કફ, શ્વાસ, ખાંસી, હેડકી અને કૃમિનો પરાજય કરનારી, ઊલટી, દુર્ગંધ, કોઢ, પાર્શ્વશૂલ, વિષ, મૂત્રકૃચ્છ, રક્તદોષ અને ભૂતબાધા અર્થાત્ આંચકી, હીસ્ટીરીયા વિગેરેને હરનારી, તેમજ શૂળ, તાવ વિગેરેના નાશ કરનારી છે.

× × સફેદ તથા કાળી તુળસી એક સરખા ગુણવાળીજ છે, એમ પ્રાચીન આચાર્યોએ કહેલું છે.

આ પ્રમાણે તુળસીમાં જો કે અનેક રોગોને હરવાની શક્તિ રહેલી છે, તોપણ તેમાં મુખ્ય ગુણ હવાને શુદ્ધ કરવાનો છે. આ બાબત વિવેચન કરતાં પદ્મોત્તર ખંડમાં જણાવ્યું છે કેઃ—

तुलसी गंध माद्राय यत्र गच्छति मारुतः ।
दिशोदश पुनात्याशु भूतग्रामांश्चतुर्विधान् ॥

તુળસીની સુગંધ ગ્રહણ કરેલો વાયુ જ્યાં, જ્યાં જાય છે, ત્યાં, ત્યાંની હવા તત્ક્ષણ શુદ્ધ થાય છે.

અગસ્ત્ય સંહિતામાં જણાવવામાં આવ્યું છે કે:—

तुलसीविपिनस्यापि समन्तात्पावनंस्थलं ।
क्रोशमात्र भवत्येव. .... .... ....

તુલસીના વાવેતરની ચારે દિશામાં બે, બે માઇલ સુધીના પ્રદેશમાં હવા શુદ્ધ રહે છે.

વળી પદ્મોત્તર પુરાણમાં કહેલું છે કે:—

तुलसीकाननं चैव गृहे यस्याव तिष्ठते ।
तद्गृहं तीर्थभूर्तहि नायान्ति यमकिंकराः ॥

જેના ઘર આગળ તુળસીનો બાગ રહે છે, તે ગૃહ તીર્થ જેવું પવિત્ર છે, અને તેથી ત્યાં આગળ યમના દુતો એટલે વિધવિધ પ્રકારના પ્રાણહર વ્યાધિઓ આવી શકતા નથી.

આ બધા ઉપરથી સાર એ નિકળે છે કે તુળસીમાં અનેક પ્રકારના રોગોને ઉત્પન્ન કરનારાં ઝેરી જંતુઓને નાશ કરનારાં તત્વો રહેલાં છે, અને તેથી તેના સંસર્ગમાં રહેવાથી અકાળ મૃત્યુના પંઝામાં સપડાઇ જવાતુ નથી.

એ તો સારી પેઠે અનુભવમાં આવેલુંજ છે કે તુળસીનો રસ શરીર ઉપર ચોપડવાથી મચ્છર કરડતા નથી, એટલુંજ નહિ પરંતુ તે નજીક પણ ન આવતાં દુર ભાગી જાય છે અને તેથી મેલેરીઆ-ફીવર એટલે શીતજ્વર કે જે મચ્છરોદ્વારાજ લાગુ પડે છે તેથી મુક્ત રહી શકાય છે. વળી મકાનની ચારે બાજુ જો તુળસીના છોડવા હોય તો તેની વાસના લીધે એ સ્થળે મચ્છરો આવી પણ શકતા નથી, મુંબાઇમાં વિકટોરીઆ ગાર્ડનમાં મેલેરીઅને હડાવવાને માટે કૃષ્ણ તુલસી બહુ વાવવામાં આવી હતી અને તેનું પરીણામ પણ ઘણું સારૂં આવ્યું હતું. જેની સાક્ષી સર જ્યોર્જ બર્ડવુડે તે સમયે આપી હતી.

ઇ. સ. ૧૯૦૭માં "ઇમ્પીરીઅલ મેલેરીઆ કોન્ફરન્સ" ભરાઇ હતી તેનો પણ એવો અભિપ્રાય થયો હતો કે કાળી તુળસીથી મેલેરીઆનો ઉપદ્રવ ઓછો થાય છે.

લંડનના ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટયુટના ડો. મોલ્ડીંગ તથા ડો. પેલોનો અભિપ્રાય પણ એવો છે કે તુલસીનાં પાંદડાંમાં એક એવા પ્રકારનું તેલ છે કે જે વાયુદ્વારા હવામાં સંચાર કરે છે જેથી હવા શુદ્ધ થાય છે અને દરેક પ્રકારના તાવોને ઉત્પન્ન કરનારાં જંતુઓનો નાશ થાય છે.

મેજર લોરીમર નામના ડોકટરે ઘણાં વર્ષોના અનુભવથી એવું સિદ્ધ કર્યું છે કે તુલસીનાં વૃક્ષોમાંથી જે સુવાસ નીકળે છે તેનાથી મચ્છરો મરી જાય છે.

આ તો શાસ્ત્ર, પુરાણો અને વિદેશી વિદ્વાનોના અભિપ્રાયોની

ચાતો થઇ, પરંતુ હવે આપણા વૈદ્યક ગ્રંથો તપાસીએ. શારંગધર જણાવે છે કે:—

पीतोमरिचि चूर्णेन तुल्सीपत्रजोरसः ॥
द्रोण पुष्प रसोऽप्येवं निहन्ति विषम ज्वरम् ॥

તુળસીનાં પાંદડાંનો રસ એકથી બે તોલા જેટલો લેઇ તેમાં કાળાં મરીઆંનું ચૂર્ણ ચારથી આઠ વાલ જેટલું નાંખીને પીવાથી વિષમ જવરોનો નાશ થાય છે.

એકાંતરીઆ, ચોથીઆ વિગેરે ટાઢ વઇને આવતા તાવો ઉપર આ પ્રયોગનો અનુભવ રામબાણ જેવો સિદ્ધ થયેલો છે, અને તેનો વિધિ એવો છે કે:–તાવ આવવાની પાળીના દિવસે સવારમાં દરદીને ઉપર મુજબ દવા આપ્યા પછી ટંડા જળથી સારી પેઠે સ્નાન કરાવવું અને પછી ખોરાકમાં માત્ર અર્ધો શેર દહીં અને ૦। શેર ભાત આપવો, જેથી તે દિવસથીજ તાવ આવતો બંધ થઇ જશે, અથવા જો આવશે તો ઘણાજ જોરથી આવશે, અને શરીરના પાછલા ભાગમાં સારી પેઠે પરસેવો વળી જવરનું ઝેર નીકળી જશે. પછી બીજા, ત્રીજા અને જો ચોથીઓ તાવ હોય તો ચોથા દિવસ સુધી એ પ્રયોગ હમેંશાં શરૂ રાખવાથી બીજી પાળીએ બાલકુલ તાવ આવશેજ નહિ.

વળી તુળસીમાં "થાયમલ" નામનું ઔષધિય દ્રવ્ય રહેલું હોવાથી એનો ઉપયોગ ત્વચા રોગો ઉપર પણ ઘણો ફત્તેહમંદ રીતે

થાય છે. એના પંચાગને એટલે મુળ સુદ્ધાં આખા છોડવાને વાટીને કરેલું ચૂર્ણ લીંબુના રસમાં કાલવીને ચોપડવાથી દાદર, ખુજલી વિગેરે દરદો દુર થાય છે, તેમજ એ ચૂર્ણ ભભરાવવાથી ચાંદાં, ચાંદીઓમાંના કીડાઓ નાબુદ થાય છે, એટલુંજ નહિ પરંતુ અથર્વ વેદમાં તો એટલા સુધી પણ જણાવવામાં આવ્યું છે કે:—

सरुपकृत् त्वमोषधे सासरुप मिदंकृधि ॥
श्यामासरुपं करणी पृथिव्या अध्युद्भूता ।
इदमृषु प्रसाधय पुना रुपाणि कल्पय ॥

શ્યામ એટલે કૃષ્ણ તુળસી સરૂપ કરવાવાળી છે, અર્થાત્ શરીરનું જે વિરૂપ થઇ ગયું હોય તેનું આ ઔષધિ સુરૂપ બનાવે છે.

શરીર ઉપર સફેદ કોઢ, કરોળીઆ વિગેરેનાં જે ધાબાં થઇ આવે છે, તે અને બીજા પણ ત્વચા રોગો માટે આ ઉત્તમ ઔષધ છે, એવો આશય આ મંત્રોમાં છે.

अस्थिजस्य कीलासस्य तनूजस्यच यत्त्वचि ।
दृष्या कृतस्य ब्रह्मणा लक्ष्मश्वेतमनिनशत् ॥

કોઢ અને પતનો મહારોગ જો ત્વચા છોડીને માંસ અને હાડકાં સુધી પહોચી ગયો હોય તોપણ એનો રામ તુલસીથી નાશ થાય છે.

કોઢ અને પત જેવાં મહાન્ દરદો કે જેના ખાત્રી બંધ ઉપાય માટે પાશ્ચિમાત્ય વૈદ્યક હજુ શંકાશીલ છે, તેને આ ઔષધિ એટલે

રામ કે સફેદ તુળસી જેવી મફત મળતી વનસ્પતિ દુર કરે એ કંઇ કુદરતના ઓછા ઉપકારની વાત નથી. આ તુલસીના છોડવાઓમાં નર અને માદા એવી બે જાતો થાય છે. અને તેમાંથી સ્ત્રી જાતિ પુરૂષોનાં દરદો ઉપર અને પુરૂષ જાતિ સ્ત્રીનાં દરદો માટે વપરાય છે. પતનો એક દરદી કે જેની આંગળીઓ ગળી ગઇ હતી, તેમજ ચહેરો સાફ વિરૂપ થઇ ગયો હતો તેને એક વર્ષ સુધી તુલસીનું સેવન કરાવી એક સંન્યાસીએ સારો કર્યાનો દાખલો અમે પ્રત્યક્ષ જોયો હતો.

વળી આ તુલસીમાં એક ગુણ એ સમાએલો છે કે ચાહાના બદલે એનાં પાંદડાં પાણી સાથે ઉકાળી તેમાં દુધ તથા સાકર નાંખીને પીવાથી ગમે તેવા શ્રમથી લાગેલો થાક, સુસ્તી વિગેરે તત્કાળ દુર થઈ પુનઃ કાર્ય કરવાની શકિત આવે છે.

તુલસીમાં વિષઘ્ન ગુણ પણ ઘણી ઉત્તમ રીતે રહેલો હોવાથી સર્પદંશ ઉપર તેનો ઉપયોગ ઘણી સરસ રીતે થાય છે. સાપ કરડયા પછી તરતજ એકાદ, બે મુઠીઓ ભરીને તુલસીના પાંદડાં ખાઇ જવાં અને તુલસીનાં મૂળીઆં માખણમાં ઘસીને જે સ્થળે દંશ થયો હોય તે જગ્યાએ લેપ કરવો જેથી ઝેર બહાર નીકળી જશે. આ લેપનો રંગ શરૂઆતમાં સફેદ હોય છે, પરંતુ તે જેમ જેમ વિષનું શોષણ કરે છે, તેમ તેમ કાળો પડતો જાય છે, અને તેથી એક વખત કરેલા લેપનો રંગ કાળો પડતાં તેની જગ્યાએ ફરી લેપ કરવો. આ પ્રમાણે લેપનો રંગ બદલાય નહિ ત્યાં સુધી વારંવાર ચિકિત્સા કરવાથી ઝેરની અસર નાબુદ થાય છે.

તુળસીમાં કૃમિઘ્ન ગુણ રહેલો છે એ વાત ઉપર જણાવવામાં આવીજ છે અને તેથી જો એનાં મૂળીઆને પાણીમાં ઘસી તેનો સ્નાયુ રોગ એટલે વાળાના દરદ ઉપર ઉપયોગ કરવામાં આવે, અર્થાત્ વાળાના છિદ્ર ઉપર અને તેની આસપાસના સોજા ઉપર લેપ કરવામાં આવે તો સહેલાઇથી એકી વખતે બે ત્રણ ઇંચ વાળો બહાર આવી જાય છે. આ બહાર આવેલા વાળાને બાંધી રાખી ફરીથી એજ પ્રમાણે લેપ કરવામાં આવે તો બે, ત્રણ દિવસમાંજ બધો વાળો બહાર નીકળી જઇ દરદીને આરામ થાય છે. દરેક વખતના લેપથી સોજો ઉતરતોજ આવે છે, અને એમ સોજો ઓછો થવાથી વેદના પણ ઘટી જાય છે. દરદ નિર્મૂળ થતાં સુધી આવો લેપ દિવસમાં ત્રણ, ચાર વખત અથવા જો શીઘ્ર ફળની ઇચ્છા હોય તો એકાદ વધુ વખત પણ કરવો જોઇએ. નિઘંટ રત્નાકરમાં જણાવવામાં આવ્યું છે કે એના રસમાં એકાદ, બે વાલ એલચીનું ચૂર્ણ નાંખીને પીવાથી કોઇ પણ કારણથી થતી ઊલટી દુર થાય છે, તેમજ શરીરે એના રસનો લેપ કરવાથી શીળસનું દરદ નાબુદ થાય છે.

તુલસીમાં ચામડીને સુંદર બનાવવાનો ગુણ રહેલો છે એમ ઉપર કહેવામાં આવ્યું છે, અને તેથી તે જેમ શરીર ઉપરનાં ધોળાં ધાબાંઓને દુર કરે છે, તેવીજ રીતે મુખની સુંદરતાનો નાશ કરનારા ખીલ વિગેરેના કાળા ડાઘો પણ દુર કરે છે. આ વિષે લખતાં બંગાળાના સુપ્રસિદ્ધ કવિરાજ રામચંદ્ર વિદ્યાવિનોદ જણાવે છે કેઃ—

**ताम्र पात्रे १ दिन लेबुर रस राखिया दिवेन, परेउहाते तुलसी पातारस ओ काल कासुन्दार रसदिया रौद्रपक्व ओ-किञ्चित् गाढ करिया लागाइले, मुखेर कालदाग ऊठियाजाय.**

ત્રાંબાના વાસણમાં એક દિવસ લિંબુનો રસ ભરી રાખવો, પછી તેમાં તુલસીનો રસ તથા કાળા કાસુન્દ્રાનો રસ એ દરેક લિંબુના રસ જેટલાં નાંખી તાપે રાખવાથી જ્યારે કંઇક જાડાશ આવે ત્યારે મુખે લગાવવાથી મ્હોના કાળા ડાઘો દુર થાય છે.

તુલસીમાં કફ, ખાંસી અને શ્વાસને નાબુદ કરવાનો ગુણ અતિ ઉત્તમ રીતે સમાએલો હોવાથી તેની વિવિધ બનાવટો આ કાર્ય માટે વપરાય છે, તોપણ તેમાંથી વિશેષ અનુભવમાં આવેલી બનાવટો આ મુજબ છે.

નાગરવેલનાં કાચાં પાન, કૃષ્ણ તુલસીનાં પાંદડાં, આદુ, લવિંગ અને થોડુંએક કપુર એ બધું ભેગું કરીને દિવસમાં બે, ત્રણ વખત ખાવાથી શ્વાસ નળીમાં ચોટેલો કફ ઉખડી બહાર નીકળી જાય છે, અને તેથી શ્વાસ અને ખાંસીની પીડા દુર થઇ અંતઃકરણની અમુંઝણ દુર થાય છે.

કાસારિ ચૂર્ણ—જેઠીમધ, ભોયરીંગણીનાં મૂળ, અરડુસીનાં પાંદડાં, તુલસીની મંજરી અને ઘોડાવજ એ દરેક એક, એક ભાગ, આકડાનાં ફુલ અને લીંડી પીંપર એ દરેક અર્ધો, અર્ધો ભાગ લેઇ ખાંડી ચૂર્ણ કરવું, એ ચૂર્ણ મોટા મનુષ્યને દર ટાઇમે ચારથી આઠ વાલ અને બાળકને તેની ઉમરના પ્રમાણમાં આપવાથી સર્વે જાતની ખાંસી દુર થાય છે. તેમાં પણ સસણી, ઉટાંટીઓ વિગેરે બાળકોની ખાંસી તો એકદમ દુર થાય છે.

આ ઔષધિમાં વળી ભૂત બાધા અર્થાત્ આંચકી, હીસ્ટીરીઆ, મૂર્છા, ધનુર વિગેરે વાયુનાં દરદોને નાશ કરવાની પણ શક્તિ રહેલી

છે, અને તેથી એવાં દરદો ઉપર વપરાતી ઘણી ખરી દવાઓ તુલસીના રસના અનુપાનથી આપવામાં આવે છે, એટલુંજ નહિ પરંતુ તેનો સ્વતંત્ર રીતે પણ ઉપયોગ થાય છે.

ભૂતપ્રેત વિનાશક અંજન—સાપની કાંચળીની રાખ, હિંગ, મનસીલ, હિંગળોક, સરસડાનાં બીજ, લીંડી પીંપર અને મરીઆં એ સરખા ભાગે લેઇ ચૂર્ણ કરી લસણના રસમાં ખરલ કરી ગોળી કરી રાખવી. એ ગોળી તુળસીના રસમાં ઘસી અંજન કરવાથી ત્રિદોષ, હિસ્ટીરીયા, અચેત વાયુ, વાઇ, આંચકી, ધનુર વિગેરેથી આવેલી બેશુદ્ધિ દુર થાય છે.

વાયુવિનાશક ચૂર્ણ—કાળી તુલસી છ ભાગ, નગોડનાં મુળ ચાર ભાગ, ભાંગરો ૬ ભાગ, અને સરગવાની છાલ તથા સુંઠ, મરીઆં અને પીંપર એ દરેક એક એક ભાગ, તેમજ માલકાંકણીનાં મુળ બે ભાગ લેઇ ચૂર્ણ કરવું, જે સવાર, સાંઝ ૦। તોલા જેટલું લેઇ મધમાં ચાટવાથી અનેક પ્રકારનાં વાયુનાં દરદો દુર થાય છે.

ધનુર્વા માટે આ ઔષધ મધના બદલે કાળી તુલસી, લસણ અને ડુંગળીના રસ સાથે આપ્યા પછી આખા શરીરે પણ એ રસનું માલીશ કરવાથી વેદના નાબુદ થાય છે.

આ સિવાય વળી તુલસીના બીજમાં એક અજાયબ ગુણ જોવામાં આવ્યો છે અને તે એ છે કે એના સેવનથી પાતળી થયેલી ધાતુ બંધાય છે. વીર્ય વધે છે, શરીરમાં સાચી ગરમી અને સાચી શક્તિ આવી જાય છે, તથા વાયુ અને કફથી થનારાં અનેક દરદો

મટી જાય છે. આજકાલના નપુંસક સ્થિતિમાં આવી પડેલા જુવાની-આઓ કે જેઓ એ જાતની દવા માટે ફાંફાં મારે છે. તેઓ જો તુળશીનાં બીજ કિંવા મૂળને ખાંડી ચૂર્ણ કરી તેમાં સરખા વજને જુનો ગોળ મેળવી મોટાં બોર જેવડી ગોળીઓ બનાવી સવાર સાંઝ એક, એક ગોળી ખાઈ ઉપર તરતનું દોહેલું ગાયનું દુધ પીએ તો અસલ સ્થિતિમાં આવી જાય છે. આ પ્રયોગનું લાંબા સમય સુધી સેવન કરવાથી ત્રાંબુ ખાવાથી જેટલું બળ આવવાની લોકોમાં માનતા છે તેટલું બળ પ્રાપ્ત થાય છે, અને વળી અકાળે આવેલી વૃદ્ધાવસ્થા દુર થાય છે.

આ ઉપરાંત તુળશીમાં બીજા પણ અનેક એવા ઉત્તમ ગુણો રહેલા છે કે જો તે દરેક સબંધિ વિવેચન કરવા બેસીએ તો લગભગ આ આખું પુસ્તક તેનાથીજ પરીપુર્ણ થાય, પરંતુ તેમ કરવાનું અત્રે સ્થાન નહિ હોવાથી અર્થાત્ બીજી પણ અનેક ઉપયોગી ઔષધિઓ વિષે વિવેચન કરવાનું હોવાથી માત્ર કેટલાએક વિદેશી વિદ્વાનોના અભિપ્રાયો ટાંકી આ લેખ પૂર્ણ કરીશું.

મુસલમાન લખનારાઓ જણાવે છે કેઃ—તુળસીનો રસ સાકર નાંખીને પીવાથી ખાંસીનું દરદ દુર થાય છે. તેનાં પાંદડાંનો રસ પીવાથી દરેક સાંધાઓ મજબુત થાય છે. ચેપી રોગવાળા દરદીની આજુબાજુની હવા શુદ્ધ કરવાને માટે એના છોડવા દરદીના ઓરડામાં બાંધવામાં આવે છે. કોઈપણ જાતના જખમમાં પડેલા કીડાઓ એનો રસ લગાવવાથી દુર થાય છે. એ છોડવા ઘરમાં બાંધી રાખવાથી મચ્છર, માંકડ વિગેરે ભાગી જાય છે. દાદર,; ખસ, ખરજવાં

વિગેરે ચામડીનાં દરદો ઉપર પણ એનો ઉપયોગ અકસીર નીવડે છે. એના રસમાં મરીઆંનું ચૂર્ણ નાંખીને આપવાથી જ્યારે તે કબજીયાતને દુર કરે છે, ત્યારે બીયાંને વાટીને કરવામાં આવેલું ચૂર્ણ કબજીયાતના ભાગને વધારી દે છે, અને તેથી મરડાના વ્યાધિમાં એનાં બીજને ખાંડીને બાવળના ગુંદરના પાણીમાં આપવામાં આવે છે તો આશ્ચર્યકારક પરીણામ આવે છે. મરડા સિવાય બીજા હરકોઇ દરદમાં અથવા તો ધાતુપુષ્ટના માટે બીજનું ચૂર્ણ વાપરવામાં આવે તો કબજીઆત વધી પડે નહિ એટલા માટે સૂક્ષ્મ રેચ તરીકે વારંવાર હરડેની ફાકીનો ઉપયોગ કરવો જોઇએ, મદ્રાસના ડોક્ટર વી. ઉમેગુદીન જણાવે છે કે:—એનાં પાંદડાંનો રસ કાનમાં નાંખવાથી કાનમાં આવતા ચસકા, શૂળ વિગેરે ઉપર અકસીર ફાયદો કરે છે.

સરજયન ભટ્ટાચાર્યજી જણાવે છે કે:—એનાં પાંદડાંનો રસ, લસણનો રસ અને જુનું મધ એકઠાં કરીને આપવાથી ઇન્ફ્લુએન્ઝા તેમજ બીજાં કારણોથી ઉત્પન્ન થએલી ખાંસીમાં અજાયબ ફાયદો થાય છે.

લિવિલ સરજયન થોરટન જણાવે છે કે:-એનાં પાંદડાં, માંજર અને બારીક મૂળીઆંનો રસ સર્પદંશમાં વિષનાશક તરીકે આપવામાં આવે છે. વળી પાંદડાંનો રસ જ્વરઘ્ન, પીતને પાડી નાંખનાર તેમજ સારક એટલે મળને ખસેડનાર પણ છે. ખાંસીમાં તે કફઘ્ન તરીકે કામ કરે છે, અને દાદર, ખસ જેવાં ચામડીનાં દરદોમાં બહારથી ચોપડામાં આવે છે.

તુલસીમાં આવા અનેક ઉત્તમ ગુણો રહેલા હોવાથીજ તે

દરેક ધર્મમાં પવિત્ર વૃક્ષ મનાએલ છે. હિન્દુ સ્ત્રી, પુરૂષો તો તેને એક દેવી માનીને પ્રતિદીન પુજા કરે છેજ, પરંતુ મુસલમાની ધર્મ-શાસ્ત્રમાં પણ એક છોડવો પવિત્ર માનવામાં આવ્યો છે. જે એક પ્રકારની તુળસીજ છે. વળી ઇસુ ક્રાઈસ્ટની કબર ઉપર તુલસીનો છોડ રાખવામાં આવ્યો હતો જે ઉપરથી જણાય છે કે પ્રાચીન ખ્રિસ્તીઓ પણ તેને પવિત્ર માનતા હતા આવી રીતે દરેક ધર્મોમાં એનું મહાત્મ્ય હોવાનું કારણ એમાં રહેલા પવિત્ર ગુણો છે.

---

## પાતાળ તુંબડી.

સં. ગર્ત્તાલાંબુ, ભુતુમ્બી, નાગતુમ્બી, વલ્મિક સંભવા. હિં. પાતાલતોમ્બી, મ. નાગતુમ્બી લા. Bovista spisis.

વિવરણ—પાતાળ તુંબડી ઘણું કરીને સાપના રાફડાઓની અંદર થાય છે અને તે ઉપરથીજ એનાં વાલ્મિક સંભવા અને નાગ તુંબી એવાં નામો પડેલાં છે. એના વેલાઓ ઉપર ઘણા બારીક અને પીળા રંગનાં છાંટણાંવાળા વીંછીના ડંખ જેવા કાંટા થાય છે અને ડાળીઓના વચમાં તુંબડાના જેવાં ફળો લાગે છે જે પાતાળ તુંબડીના નામે ઓળખાય છે, આ ઔષધિ સાપના રાફડાઓમાં થતી હોવાથી જાતે લાવવામાં ભય રહેલો છે, પરંતુ કાઠિયાવાડ તરફ વિશેષ થતી હોવાથી મુંબાઇમાં કાઠીયાવાડી ગાંધીઓની દુકાને વેચાતી મળી શકે છે.

**ગુણદોષ અને ઉપયોગ**—આ એક દીવ્ય ઔષધિ છે, કારણ બીજા કોઇપણ ઔષધમાં ન રહેલા એવા અનેક ચમત્કારિક ગુણો એમાં રહેલા છે. જે મહાન્ રોગોને નાબુદ કરવામાં વૈદ્યો અને ડોકટરોનાં ખાસ ઔષધો પણ નિષ્ફળ જાય છે, તેવા કેટલાંએક દરદોને તે અજાયબ રીતે સારાં કરે છે. સ્ત્રીઓને પ્રસવ થયા પછી તાણ આવવી, દાંત બંધાઇ જવા વિગેરે જે ધનુર્વાને મળતાં ચિન્હો થાય છે તેના ઉપર આ એક અમોઘ ઔષધ છે. વળી સુવારોગ અને તેના લીધે થતા ઝાડા, સોજા આવવા વિગેરેને માટે પણ તે એક અવ્યર્થ મહૌષધ છે. બાળકોને આવતી આંચકીના દરદમાં તો તેનો ઉપયોગ રામબાણ સદૃશ્ય છેજ, પરંતુ સન્નિપાત જ્વરની બેશુદ્ધિમાં પણ તેની બરોબરી કરી શકે એવું બીજું વનસ્પતી જન્ય ઔષધ નથી. વળી સખ્ત તાવની બિમારીમાં ઘણા દિવસ પછી ઉપરા ઉપરી પરસેવા વળી તાવ એકદમ ઉતરી જાય છે, જેના લીધે દરદીની ક્ષીણ થયેલી પ્રકૃતિમાં નબળાઇનો ભાગ વધી પડે છે, તેથી કંઠમાં કફ બાઝી ઘુરઘુર અવાજ કરવા માંડે છે, શરીરમાંનો ગરમાવો ઘટી જાય છે. હાથ, પગ ઠંડા પડી જાય છે, અને બેશુદ્ધિ વધતી જાય છે તેના માટે પણ આ ઔષધ હેમગર્ભ કે હિરણ્ય ગર્ભની માત્રા જેવુંજ કાર્ય કરી શકે છે. વળી ઘણી ખરી જાતના વિષવિકારોને પણ તે દુર કરી શકે છે; અને આ દરેક દરદોમાં મોટા મનુષ્યને દર વખતે તે ૦॥ થી બે વાલ જેટલી આપવામાં આવે છે. પાતાળ તુંબડીમાં આ અને એ ઉપરાંત બીજા પણ અનેક અલૌકિક ગુણો રહેલા છે. અને તેથી જો તે વિશેષ પ્રચારમાં આવે તો ઘણી ખરી બહુ મૂલ્યવાન્ ઔષધિઓનો ખપ ઓછો થઇ જાય, પરંતુ અફસોસ!

કે તેનો જોઇએ તેવો ઉપયોગ થતો નથી, અને વળી કેટલીએક વખતે ગાંધી લોકો પણ ખરી વસ્તુના બદલે ગમે તે ચીજ માથે મારવામાં પછાત પડતા નથી અને વૈદ્યો પણ ખરા ખોટા માલને ઓળખવા જેટલું જ્ઞાન સંપાદન કરવાની તસ્દી લેતા નથી, જો કે વસ્તુ સ્થિતિ આવી ચાલે છે અને તેથી હજુ સુધી આવી અમૂલ્ય ઔષધિ અંધારામાં કુટાય છે તો તેને પ્રકાશમાં લાવવાને પ્રયત્ન કરવો એ સદ્વૈદ્યોની ફરજ છે.

---

## બાવચી.

સં. બાકુચી, હિં. બાબચી, બં. હાકુચી, લતાકસ્તુરી, બુચકિદાના, ગુ. બાવચી, આવચીબાવચી, મ. બાવંચી લા. Psoralia Corylitolia Trifolium unifolium.

સં. સોમરાજી, અવલ્ગુજા, કુષ્ટનાશિની, બાકુચી, કૃષ્ણફલા, કાન્તિદા, હિં. બં. બકુચી, સોમરાલ, સોમરાજ, મ. કાલાજીરા, કાલીજીરી, ગુ. કડવીજીરી, કાળીજીરી, ઇં. Purhle Fleabane લા. Vernonia Anthel mintica.

વર્ણન—બાવચીના છોડવા ચોમાસે ઘણા ઊગી આવે છે, તે એકથી ચાર ફીટ ઊંચા થાય છે. એની શાખાઓ બહુધા સીધી અને ઊંચે ચડતી હોય છે, પાંદડાનો આકાર ગવારનાં પાંદડાંને મળતો હોય તેની સપાટી ઉપર કરચલી પડેલી હોય છે તેમજ કાળાં છાંટણાં આવેલાં હોય છે. એનાં પાંદડાંના ખૂણાઓમાંથી એકથી ત્રણ ઇંચ

જેટલી લંબાઇની પુષ્પ ધારણ કરનારી સળીઓ નીકળી તેના ઉપરના ભાગ ઉપર ફીકા કે ઘેરા જાંબુડા રંગનાં અનેક સુક્ષ્મ ફુલો આવેલાં હોય છે, જેનો આકાર તુળસીની મંજરી જેવો દેખાય છે. આ ફુલો- માંથી બારીક પોપટા જેવી લીલા રંગની શીંગો ઉત્પન્ન થાય છે, જે પાકે છે ત્યારે કાળા રંગની થઇ જાય છે અને પછી તેમાંથી તેલીયા રંગનાં બારીક બીજ નીકળે છે જે બાવચી અથવા તો આવચી આવચીના નામે દરેક જગ્યાએ પ્રસિદ્ધ છે.

આર્ય ઔષધિ સબંધિ શોધખોળ કરનારા હાલના વિદ્વાનો કાળી જીરીનેજ ખરી બાવચીની જાત માને છે અને તેથી વૈદક ગ્રં- થોમાં જ્યાં, જ્યાં કુષ્ટ રોગપર સોમરાજીનો ઉપયોગ કરવાને કહેલું હોય ત્યાં ત્યાં બાવચી નહિ પરંતુ કાળી જીરીનેજ વ્યવહારમાં લે છે અને તેથી પણ ઉત્તમ ફાયદો થાય છે, કેમકે આ બંન્ને વનસ્પતિ- ઓમાં કુષ્ટહર ગુણ ઘણું કરીને એક સરખોજ રહેલો છે. આમ હોવા છતાં પણ કેટલાએક ચિકિત્સકો કોઢની અમુક જાતોમાં બાવચી અને અમુક જાતો માટે કાળી જીરીનો ઉપયોગ કરવાની ભલામણ કરે છે અને તેથી આપણે તે બન્નેના ગુણોનો પૃથક પૃથક વિચાર કરીશું.

**ગુણ ધર્મ અને ઉપયોગ**—બાબચીને વૈદકશાસ્ત્રમાં કડવી, મધુર, પાકમાં તીખી, ઉગ્ર ગંધવાળી, રૂચી ઉપજાવનાર, કેશને વધા- રનાર તથા કોઢ, વ્રણ, સોજા, ખાંસી, શ્વાસ અને પાંડુરોગનો નાશ કરનારી માનેલી છે તો પણ તેનો ખાસ ઉપયોગ ધોળા કોઢ ઉપર થાય છે, અને તે નીચે મુજબ વિધિથી વપરાય છે.

બાવચીનાં બીને ગુલાબજળ, દુધ કે પાણી સાથે ખરલ કરીને તેની સોગઠી બનાવી રાખવી જે દુધમાં ઘસીને સફેદ કોઢ ઉપર ચો-પડવાનું જારી રાખવાથી કોઢના ધોળા ડાઘની જગ્યામાં અળાઇઓ પ્રમાણે ઉઘડી આવે છે. બાવચી ઘણી ગરમ છે. અને તેથી તેનો લેપ આ પ્રમાણે ઉપડી આવે એટલે લગાવવી બંધ કરવી, જેથી ફોલ્લીઓ ફુટી જઇ તે જગ્યા ઉપર રૂઝ આવશે અને ચામડી સફેદ મટીને કુદરતી રંગ ધારણ કરશે. તેમ છતાં કદાચ તે ભાગ કોઇને પ્રકૃતિ વશાત્ પાકી આવે અને જલદી રૂઝાય નહિ તો તેના ઉપર માખણ કે સાદો મલમ ચોપડવો જેથી તત્કાળ આરામ થશે. આ પ્રમાણે ફોલ્લીઓ રૂઝાઇ જઇ ચામડીએ અસલ સ્વરૂપ ધારણ કરવા છતાં જો તેની અંદર કંઇ, કોઇ જગ્યાએ ધોળો ભાગ રહી ગયેલો જણાય તો ફરીથી તે સ્થળે બાવચી ચોપડવી શરૂ કરવી અને તે ઉઠી આવે એટલે ઉપર મુજબ સારવાર કરવી જેથી તે ડાઘ પણ દુર થશે. બાવચીની સાથે ગરમાળાનાં પાંદડાં વાપરતાં કોઇ, કોઇ વખત જલદી ફાયદો થાય છે. પરંતુ જો આખા શરીરે કે હાથપગનાં તળીઆમાં ધોળા કોઢ હોય તો આમ માત્ર એકલો લેપ કરવાથીજ પુરતો ફાયદો થતો નથી પરંતુ તેની સાથે કેટલાએક દિવસો સુધી બાવચી ખાવાની પણ જરૂર પડે છે, અને તે કાર્ય માટે બાવચીનાં બીજ અને કાળા તલ સરખા વજને લેઇને ખાંડી ભૂકો કરી તેમાંથી ચાર વાલ જેટલો લેઇ સાકર સાથે મેળવીને દરરોજ ખાવામાં આવે છે.

બાવચી કંઇક અંશે ભીલામાંની ખાસીઅત રાખે છે અને તેથી નાજુક પ્રકૃતિવાળા દરદીઓને તે ચોપડવાથી કે ખવડાવવાથી તેઓની ચામડીમાં વળવળાટ ઉત્પન્ન થઇ અળાઇઓની માફક ફોલ્લીઓ

ઉપડી આવે છે અને પછી સફેદ કોઢવાળી ચામડી કુદરતી રંગ ધારણ કરે છે, પરંતુ નાજુક પ્રકૃતિને લીધે આ વળવળાટ અને ફોલ્લીઓ સહન ન થાય તો ભીલામાની શાન્તિની માફકજ એટલે તલ કે પાણી સાથે ઘસેલા ટોપરાનો લેપવાળી જગ્યાએ ખરડ કરીને તેમજ તલ કે ટોપરૂં ખાવા આપીને આ ઉપદ્રવની શાન્તિ કરવી.

બાવચીનો આ પ્રમાણે ઉપયોગ ઘણા પ્રાચીનકાળથી ચાલ્યો આવે છે, આર્ય વૈદ્યકના છેક પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથ ચરક સંહિતામાં પણ જણાવેલું છે કેઃ—

कुडवोऽवल्गुजवीजा हरिताल चतुर्थ भाग संमिश्रः ॥
गवां मूत्रेण पिष्टः सवर्ण करणं स्वित्रे ॥ चि. २० अ. ॥

સોળ તોલા બાવચીનાં બીજ અને ચાર તોલા હરતાલ લેઈ ગાયના મૂત્રમાં વાટીને ધોળા કોઢ અને કરોળીઆ ઉપર ચોપડવાથી નાબુદ થાય છે.

तीव्रेण कुष्टेन पुरीतमूर्त्ति
यसोमराजो नियमेनखादेत् ॥
संवत्सरं कृष्णतिलद्वितीयां
स सोमराजो वपुषाऽति शेते ॥

તીવ્ર કોઢ રોગથી જેનું શરીર પુરાઈ ગયું હોય તે મનુષ્ય જો એક વર્ષ સુધી બાવચી અને કાળા તલને ભેગા કરીને ખાય તો તેનો

આધિ નાબુદ થઇને શરીર ચંદ્રમાની કાન્તિ જેવું શોભાયમાન થાય છે.

વાગ્ભટ જણાવે છે કેઃ—

ये सोम राज्या विलुषी कृताया ।
च्चूर्णैरुपेतात्पयसः सुजातात् ॥
उद्धृत्य सारं मधुना लिहन्ति ।
तक्रं तदेवानु पिबन्ति चान्ते ।
कुष्टिनः कुथ्यमानांगास्ते जातां गुलि नासिकाः ॥
भान्ति वृक्षादेवपुनः मरुढ नव पल्लवा ॥

આવચી ઉપરનાં ફોતરાં કાઢી નાંખી મીંજેનું ચૂર્ણ કરી દુધ નાંખી દહીં જમાવવું. એ દહીંને વલોવતાં જે માખણ નીકળે તે મધ સાથે મેળાવીને ચાટી જવું અને તેના ઉપર એજ દહીંમાંથી નીકળેલી છાશ પીવી.

કોઢના દરદથી જેનું શરીર બગડી ગયું હોય અને વળી હાથ પગની આંગળીઓ તેમજ નાસિકાનો ભાગ ગળી પડયો હોય તે મનુષ્ય પણ જો આ પ્રયોગનું દીર્ઘકાલ સેવન કરે તો જેમ એકાદ વૃક્ષનાં કપાઇ ગયેલાં ડાળાંના જગ્યાએ ફરીથી નવપલ્લવ યુક્ત બીજાં ડાળાંની ફુટ થાય છે તેવીજ રીતે તેના શરીરના ગળી ગયેલા ભાગો પણ પુનઃ પ્રાપ્ત થાય છે, અર્થાત્ દરદ નાબુદ થાય છે.

બંગસેન જણાવે છે કઃ-

खदिरामल कषायं बाकुचो बीजान्वितंपिबेन्नित्यम् ॥
शंखेन्दु कुन्द धवलं स्वित्रं हन्तीह तच्छीघ्रम् ॥

ખેર અને આંમળાંનો ઉકાળો બાવચીનાં બીજ સાથે હરરોજ પીવાથી શંખ, ચંદ્રમા કે કુન્દ પુષ્પ જેવા ધોળા કોઢો જલદી નાબુદ થાય છે.

આ બધા લેખો ઉપરથી સિદ્ધ થાય છે કે ધોળા કોઢ ઉપર બાવચીનો ઉપયોગ છેક પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે. વળી સાંપ્રત સમયના મુંબાઇના મરહુમ ડાક્ટર ભાઉ દાજીએ પણ તેનો સોગડીના સ્વરૂપમાં ઉપયોગ કરીને સફેદ કોઢના ઘણાએક કેસો સારા કર્યાં હતા, એ વાતની સાક્ષી આપતાં ડાક્ટર ડીમક જણાવે છે કેઃ—

Some yoars ago the seeds were extensively tried in Bombay by Dr. Bhao Daji and others, as a remedy in leprosy with some success. Dr. Kany Lall Dey. Strongly recommends the oleo resinous extract of the seeds diluted with simple unguents as an application in leucoderma. He says " After application for some days the white patches appear to become red or vascular; sometimes a slightly painful sensation is felt, occasionally same small visicles or pimples appear, and if these be allowed to remain undisturbed, The dry up, leaving a dark spot of pigmentary matters gradually devlope, which ultimately coulesee each other, and thus the whole patch disappears.

કેટલાંએક વર્ષો ઉપર કોઢના ઇલાજ તરીકે આ બીયાં મુંબાઇમાં ડૉકટર ભાઉ દાજી અને બીજાઓએ પ્રત્તેહમંદ ભરી રીતે અનેક વખત અજમાવ્યાં હતાં. વળી ડૉકટર કનૈયાલાલ ડે. ધોળા કોઢના માટે આ બીયાંના બદલે તેમાંથી કાઢવામાં આવેલો "ઓલીઓરેઝીન્યસ એકસ્ટ્રાકટ" કે પાતાળ યંત્ર વડે જેમ ધુપેલ કાઢવામાં આવે છે તેવી રીતે કાઢવામાં આવેલો ચુવો (તેલ) માખણ સાથે મેળવીને ચોપડવાની મજબુત ભલામણ કરે છે. તેઓ કહે છે કેઃ—આ ઔષધ થોડાએક દિવસો સુધી ચોપડવાથી કોઢનાં ધોળાં ચાઠાંવાળો ભાગ લાલ થતો દૃષ્ટિએ આવે છે, કેટલીએક વખતે તેમાં સહેજ સોજો વેદના કે વળવળાટની લાગણી પણ માલમ પડે છે અને કદાચ તેમાં ઝીણા ફોલ્લા કે ફોલ્લીઓ પણ ઉપડી આવે છે. આ ફોલ્લા કે ફોલ્લીઓને સ્પર્શ ન કરતાં જો જેમને તેમ રહેવા દેવામાં આવે છે તો જલદી સુકાઇ જાય છે, અને તેઓની જગ્યાએ એક, એક કાળો ડાઘ પડે છે. આ ડાઘો ધીમે ધીમે વૃદ્ધિ પામતા જઇને એક બીજા સાથે મળી જાય છે; અને એ રીતે ધોળું ચાઠું નાબુદ થઇને તેની જગ્યાએ કાળો ડાઘ પડે છે જે થોડા સમયમા ચામડીનો અસલ રંગ ધારણ કરે છે.

બીયાંને રેકટીફાઇડ સ્પિરિટ સાથે સાત દિવસ ભીજવી રાખીને ઓલીઓરેઝીન્યસ એકસ્ટ્રાકટ કાઢવામાં આવે છે અને તે એક ભાગ લેઇ બે ભાગ ચાલમોગરાના તેલ અને તેટલાજ સાદા મલમ સાથે મેળવીને પણ ચોપડવાના ઉપયોગમાં આવે છે, વળી જો આ મિશ્રણ જોઇએ તેવી અસર જલદી ન કરે તો એકસ્ટ્રાકટનો ભાગ વધારવામાં પણ આવે છે.

બાવચી જેમ ધોળા કોઢને દુર કરે છે, તેવી રીતે તે દાદર, ખસ અને ખરજવાનો પણ રામબાણ ઉપાય છે, આ કાર્યને માટે તેની જો કે વિવિધ બનાવટો વપરાય છે તો પણ વિશેષ ખાત્રી લાયક અનુભવસિદ્ધ બનાવટ નીચે મુજબ છે.

**બૃહત્સોમરાજી તેલ**—બાવચીનાં બીજ ચારસો તોલા તથા તેટલાંજ કુવાડીઆનાં એટલે પુંવાડનાં બીજ લેઇ ખાંડી ખોખરાં કરી તેઓને બે મણ એટલે ૩૨૦૦ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે આઠસો તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઇ તે પાણીમાં ૨૫૬ તોલા ગૌમૂત્ર, ૬૪ તોલા સરસીયું તેલ તથા ચિત્રાનાં મૂળ, કલિહારીનાં મૂળ, સુંઠ, કઠ, હળદર, કરંજબીજ, હરતાલ, મનસીલ, અનંત મુળ, આકડાનાં મુળ, કણેરનાં મુળ, સાતવીણની છાલ, ગાયનું છાણ, ખેરસાર, લીંબડાનાં પાંદડાં, મરીઆં અને કાસુંદરાનાં બીજ એ દરેક એક, એક રૂ. ભાર લેઇ ખાંડી પાણી સાથે ખરલ કરીને ચટણી જેવો બનાવેલો ભૂકો નાંખી મંદાગ્નિથી ઉકાળતાં જ્યારે પાણીનો ભાગ બળી જઇને તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારી કપડેથી ગળી લેવું.

આ તેલનું માલીસ કરવાથી દાદર, ખસ, ખરજવું ચીત્રી-ફેરોળીઆ તેમજ બીજા પણ અનેક જાતના કોઢો દુર થાય છે.

ધોળા કોઢ અને બીજાં ચામડીનાં દરદોમાં જેવી રીતે બાવચીનો ઉપયોગ થાય છે, તેવીજ રીતે બંગાળી વૈદ્યો કાળીજીરીનો પણ ઉપયોગ કરે છે અને તેથી તે સબંધિ લખતાં કેટલાએક ઇંગ્રેજી ગ્રંથકારો જણાવે છે કેઃ—

For white leprosy and other chronic skin diseases the seeds are a reputed remedy given alone or in combination with other medicines. In diseases like psoriasis and lepra the remedy is recommended to be continued daily for one year, when a complete cure is said to be effected. In these cases the seeds are given with black papper, both powdered and mixced together. Dose is about a drachm, to be taken in the morning with teped water. The medicine should be taken after perspiration has been induced by exercise or exposure to the sum. The dict should consist of milk and rice.

ધોળા કોઢ અને બીજાં જુનાં ચામડીનાં દરદો માટે આ બીયાં એ એક વખણાએલો ઈલાજ છે અને તે એકલાં અથવા તો બીજાં ઔષધો સાથે મેળવીને આપવામાં આવે છે. વાંસામાં કે આખા શરીરે થતું ખરજવું અને કોઢના વ્યાધિમાં આ ઉપાય એક વર્ષ સુધી સતત ચાલુ રાખવાને ભલામણ કરવામાં આવે છે, કેમકે એટલો વખત ઔષધ ચાલુ રાખવાથીજ તે દરદો સંપૂર્ણ રીતે સારાં થાય છે. આવાં દરદો માટે કાળાં મરીઆં અને કાળીજીરીનાં બીજ સરખા ભાગે લેઇને ખાંડી ચૂર્ણ કરી તેમાંથી ૬૦ ઘઊં ભાર જેટલું લેઇને સહેજસાજ ગરમ પાણી સાથે સવારના પીવામાં આવે છે. કસરત

કરીને અથવા તો સૂર્યના તાપે બેસીને શરીરમાંથી પરસેવો કાઢી નાખ્યા પછીજ આ ઔષધ લેવામાં આવે છે. જ્યાં સુધી આ ઔષધ ચાલતું હોય ત્યાં સુધી ખોરાક માત્ર મીઠા મોળો ભાત અને દુધનોજ રાખવો જોઇએ.

આ સિવાય વળી આ ઔષધમાં જો કોઈ દીવ્ય ગુણ રહ્યો હોય તો તે એ છે કે તે ગોળ કરમીઆઓનો નાશ કરે છે. આ સબંધિ વિવેચન કરતાં "ફાર્માકોપીઆ ઓફ ઇન્ડીઆ" માં જણાવવામાં આવ્યું છે કે:—કાળીજીરીનાં બીજ એક તોલો લેઇ ખાંડી ચૂર્ણ કરી તેમાંથી બે પડીકાં કરવાં અને એક પડીકું મધ સાથે આપ્યા પછી બીજું પડીકું એક કલાકને અંતરે આપવું અને ત્યાર પછી ચાર, છ કલાકે એક હલકો જુલાબ આપવો જેથી કૃમિ મરી જઇને ઝાડાવાટે નીકળી જાય છે.

---

## બ્રાહ્મી.

સં. બ્રાહ્મી, બ્રહ્મ સુવર્ચલા, મંડુકપર્ણી, હિં. બ્રહ્મી, બ્રહ્મમાંડુકી, બરમી, બં. બ્રિમ્હિ, થુલકુડી, થાલકની, મ. બ્રાહ્મી, ગુ. બ્રાહ્મી, ભરમી, લા. Hydrocotyle Asiatica.

વિવરણ—બ્રાહ્મીના છોડવા ઘણું કરીને ભેજવાળી જગ્યામાં ઉત્પન્ન થાય છે. બંગાળામાં કલકત્તાની આજુબાજુ તમામ જગ્યામાં તે પુષ્કળ ઊગે છે તેમજ ગુજરાતમાં સુરત અને વડોદરાની આસપાસથી મળી શકે છે. હરદ્વારથી બદરી નારાયણ તરફ જવાના માર્ગમાં તો તે ઢગલે ઢગલા જોવામાં આવે છે.

આર્ય ગ્રંથોમાં આ ઔષધિની બ્રાહ્મી અને મંડુકપર્ણી એવી બે જાતો ગણેલી છે, અને એ બન્ને જાતોમાં મુખ્ય ફેરફાર એ છે કે બ્રાહ્મીનાં પાંદડાં ઝીણાં હોઇ તેઓનો અગ્ર ભાગ ગોળાકાર હોય છે. પરંતુ દીંટા તરફનો ભાગ ક્રમે ક્રમે ક્ષીણ થતો ગયેલો હોય છે, બોરનાં પાંદડાંના ઝીણામાં ઝીણા ટુકડા કરવાથી જેવો આકાર દેખાય તેવો આ પાંદડાંનો દેખાવ હોય છે. વિશેષ લક્ષ રાખીને જોવાથી આ પાંદડાં ઉપર અતિ સૂક્ષ્મ ચિન્હો દેખાય છે. વળી આ વનસ્પતિનો છોડવો ઘણું કરીને ભોંયસરસોજ પથરાય છે. અને તેની ડાળીઓની દરેક ગાંઠોમાંથી મૂળ નીકળીને જમીનમાં ગયેલાં હોય છે. વસંતથી ગ્રીષ્મ ઋતુ સુધીમાં આ વનસ્પતિને ફુલ, ફળ આવે છે. એ ફુલો સફેદ અથવા સહેજ આસમાની રંગની છાયાવાળાં હોય છે. બ્રાહ્મીના આખા છોડવાનો સ્વાદ અત્યંત કડવો હોય છે.

મંડુકપર્ણીનો છોડ પણ બ્રાહ્મીની માફક ભોંયસરસોજ પથરાય છે અને તેની શાખાઓની દરેક ગાંઠોમાંથી મૂળીઆં નીકળી જમીનમાં ગયેલાં હોય છે, પરંતુ તેમાં મુખ્ય તફાવત એ છે કે બ્રાહ્મી કરતાં એનાં પાંદડાં મોટાં અને ગોળ હોય છે. તેમજ ફુલોનો રંગ લોહી જેવો લાલ હોય છે. એના આખા છોડવાનો સ્વાદ તુરાસ પડતો કડવો હોય છે અને જો એકલાં પાંદડાં ચાવવામાં આવે છે તો એક પ્રકારના વિચિત્ર ગંધનો અનુભવ થાય છે.

**ગુણધર્મ અને ઉપયોગ**—પ્રાચીન વૈદ્યોએ આ ઔષધિને પાંડુરોગ, પ્રમેહ, રૂધિર વિકાર, ખાંસી, તાવ, સોજા, સ્વરભેદ, ઉન્માદ, અપસ્માર વિગેરે વિવિધ રોગોને ટાળનારી માનેલી છે, તોપણ હા-

સના સમયમાં તે ઉન્માદ, અપસ્માર ઉપદંશ અને કંઠમાળ વિગેરે રોગો ઉપર વપરાય છે. જ્ઞાનતંતુઓને પોષણુ આપી ધારણા શકિત, અને સ્મરણુ શકિતને વધારવી એ તેનો ખાસ ગુણુ હોવાથી હીસ્ટીરીઆ, ચિત્તવૃત્તિની અસ્થિરતા, સ્મરણુ શકિતની ન્યુનતા, ઉન્માદ વિગેરે મગજનાં ઘણાંખરાં દરદોને તે શાન્ત પાડે છે, વળી ઉપદંશ, કંઠમાળ અને કોઢના દરદમાં તો તે પોટાસ આયોડાઇડ, સોમલ, રસકપુર અને સારસાપરેલાનું કામ સારે છે. શ્વાસ અને કફને નાશ કરવામાં તે અત્યંત વખણાએલી છે. અને સ્વરભેદ એટલે સાદ બેસી જવાના દરદમાં તો એક અમૂલ્ય મહૌષધ છે.

એમ કહેવાય છે કે બ્રાહ્મીના આ બધા ગુણો તેનાં પાંદડાંની અંદર જે એક જાતનું તેલ જેવું તત્વ સમાએલું છે તેમાં રહેલા છે. આ તત્વને તડકો લાગવાથી ઉડી જાય છે, એટલા માટે બ્રાહ્મીને તોડયા પછી છાંયેજ રાખી મૂકવામાં આવે છે, અને તેનું ચૂર્ણ કરવું હોય તો તે પણ છાંયે સુકવીનેજ કરવામાં આવે છે, લીલાં ત્રીશશેર પાંદડાંમાંથી આશરે સાડાત્રણથી ચાર શેર જેટલું સુકું ચૂર્ણ થાય છે અને તેનો રંગ ફીકો લીલો હોય છે.

ઉન્માદ, અપસ્માર અને ચિત્તવિકૃતિનાં દરદોમાં જો કે આ દવા સર્વોતમ કાર્ય કરે છે, તોપણ તેનો ઉપયોગ ઘણું કરીને જુનાં થએલાં દરદો ઉપર કરવો જોઇએ, કેમકે રૂધિરાભિસરણને સતેજ કરવાનો તેમાં ગુણ હોવાથી મગજમાં લોહીનો જથો વધે છે અને તેથી નવિન દરદી કે જેના મગજમાંથી જોઇએ તેટલું રક્ત ક્ષીણ થયું નથી હોતું તેમાં આમ વધારે રક્ત સંચય થવાથી તેનો તોફાન

કરવાનો જુસ્સો ઘટવાને બદલે ઊલટો વૃદ્ધિ પામે છે. જ્ઞાનતંતુઓની વિકૃતિને દુર કરવાને માટે આ ઔષધિનો આર્ય વૈદ્યોએ વિવિધ રીતે ઉપયોગ કરેલો છે, તોપણ તેઓ પૈકી મુખ્ય પ્રયોગો નીચે મુજબ છે.

**બ્રાહ્મી ઘૃત**—ઘોડાવજ, ઉપલેટ અને શંખાવળીનાં મૂળ એ બધાં સરખા ભાગે લેઇ કરેલું ચૂર્ણ ૬૪ તોલા, બ્રાહ્મીનો રસ ૬૪ તોલા, ગાયનું જુનું ઘી ૬૪ તોલા અને પાણી ૨૫૬ તોલા લેઇ મંદાગ્નિથી ઉકાળતાં પાણીનો ભાગ બળી જઇને ઘી માત્ર બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. આ ઘી દરરોજ સવાર, સાંઝ એકથી બે તોલા જેટલું આપવાથી ઉન્માદ, દીવાનપણું, અપસ્માર, વાઇ અને સ્વરભેદ દૂર થાય છે.

**સારસ્વતારિષ્ટ**—પુષ્ય નક્ષત્રના દિવસે સવારના સૂર્યોદય પહેલાં મૂળ સુદ્ધાં બ્રાહ્મીના એંસી તોલા છોડવાઓને ઊપાડી લાવી પાણીથી ધોઇ સાફ કરવા. સતાવરીનાં મૂળ, વિદારી કંદ, હરડે, વીરણવાળો, આદુ અને સુવા કે વરીઆળી એ દરેક વીશ, વીશ રૂ. ભાર લેવાં. બધાંને ખાંડી ખોખરાં કરી ૧૦૨૪ તોલા પાણી સાથે ઊકાળતાં જ્યારે ચોથા ભાગનું એટલે ૨૫૬ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ચોળી મસળીને પાણી કપડેથી ગળી લેવું. એ પાણીમાં ચાલીશ તોલા જુનું મધ, એકસો તોલા સાકર, વીશ તોલા ધાવડીનાં ફુલ, અને નગોડનાં બીજ, નસોતરનાં મૂળ. લીંડીપીંપર, લવિંગ, ઘોડાવજ, ઉપલેટ, આસંધ, બહેડાં, ગળો, એલચી, વાવડીંગ તથા તજ એ દરેક ચીજનું ચૂર્ણ એક, એક તોલો નાંખી સોનાના વાસ-

ણુમાં કે માટીની બરણીમાં ભરવું, વળી તેમાં એકાદ, બે તોલા સો-નાના બારીક વરખ પણ મેળવવા અને વાસણનું મ્હોડું બંધ કરી એકાદ મહીનો રાખી મુકવું. મહીના પછી અર્થાત્ જ્યારે સોનાના વરખ સાફ ઓગળી ગયેલા જણાય ત્યારે ઝીણા કપડાથી આ પ્રવા-હીને ગળી લેઇ બીજી સ્વચ્છ બરણીમાં ભરી રાખવું.

આ ઔષધ "સારસ્વતારિષ્ટ" ના નામથી ઓળખાય છે, અને તે મંદ બુદ્ધિવાળા શિષ્યોના હિતને માટે ધન્વંતરી ભગવાને પ્રથમ બનાવ્યું હતું. દરરોજ સવાર, બપોર અને સાંઝ એમ ત્રણ વખત દર ટાઇમે ૦। તોલા જેટલું તે લેઇને દુધ સાથે મેળવીને પીવાથી આયુષ્યને વધારે છે, વીર્યને શુદ્ધ કરે છે, ધારણા શક્તિ, સ્મરણ શક્તિ, બુદ્ધિ, બળ તેમજ કાન્તિને વધારે છે, વાણીને શુદ્ધ કરે છે, હૃદયની ગતિને બળ આપે છે અને અનેક દરદોને દુર કરે છે. બાળક, યુવાન અને વૃદ્ધ પુરૂષો તેમજ સ્ત્રીઓને તે સદા હિતકારક છે, કેમકે શરીરમાં રહેલા ઓજ નામના દીવ્ય તત્વનો તે વધારો કરે છે.

કર્કશ સ્વરવાળો તેમજ અસ્પષ્ટ ભાષણવાળો એટલે તોતડો મનુષ્ય જો એનું સેવન કરે છે તો તેનો વ્યાધિ દુર થઇ કોયલના જેવો મધુર સ્વર થાય છે. વળી એના સેવનથી સ્ત્રીઓના રૂતુ દોષો અને પુરૂષના વીર્ય દોષો દુર થાય છે.

અતિશય ભણવાથી, ગાવાથી કે ભાષણો કરવાથી જેઓનું બળ અને સ્મરણ શકિત ક્ષીણ થયાં હોય તેઓને આના સેવનથી સંતોષ-કારક પ્રમાણમાં તે પુન પ્રાપ્ત થાય છે. અકાળમૃત્યુ ન થાય એવી જો ઇચ્છા હોય, સ્ત્રીઓને પ્રિય થઇ પડવાની જો વાંછના હોય, વાણીની શુદ્ધિ, ધારણા શકિત, અને સ્મરણ શકિત મેળવવી હોય, ઉન્માદ,

અપસ્માર જેવાં અરિષ્ટોને દુર કરવાં હોય તો આ અમૃત જેવા ગુણુદાયક અરિષ્ટનું એકાદ બે માસ સેવન કરો.

ભૈષજ્ય રત્નાવલિ.

**સારસ્વત ઘૃત**—મૂળ અને પાંદડાં સુદ્ધાં બ્રહ્મીના છોડવાઓને ઊખેડી લાવીને પાણીથી ધોઇ લાકડાની ખાંડણી દસ્તાથી કુટીને ૨૫૬ તોલા રસ કાઢવો. એ રસમાં ગાયનું ૬૪ તોલા જુનું ઘી તથા હળદર, માલતીનાં ફુલો, ઉપલેટ, નસોતર, હરડેનું દળ એ દરેકને ખાંડીને કરેલું ચૂર્ણ ચાર, તોલા અને લીંડીપીપર, વાવડીંગના તાંદળા, સિંધાલુણ, સાકર, ઘોડાવજ એ દરેકનું ચૂર્ણ એક, એક તોલો નાંખી મંદાગ્નિથી ધીમે ધીમે પકાવતાં જ્યારે રસનો ભાગ બળી જઇને ઘી તૈયાર થાય ત્યારે ઊતારીને ગળી લેવું.

આ ઘી દરરોજ સવાર, સાંઝ એકથી બે તોલાભાર જેટલું લેઇને દુધમાં નાંખીને પીવાથી વાણીની એવી શુદ્ધિ થાય છે કે કિન્નરોની સાથે પણ ગાવાની હરીફાઇ કરી શકાય છે. વળી તેના એક માસના સેવનથી ધારણા શકિત એવી પ્રબળ થાય છે કે કઠિણમાં કઠીણ શાસ્ત્રો પણ માત્ર એકજવાર સાંભળવાથી યાદ રહી જાય છે. સઘળી જાતના કોઢો દુર થઇને શરીર ચંદ્રમાના જેવી કાન્તિવાળું થાય છે. દરેક જાતના અર્શ, પાંચે જાતનો ગોળો ચઢવાનો વ્યાધિ, પ્રમેહ તથા પાંચે જાતની ખાંસી દુર થાય છે. વાંઝણી સ્ત્રીઓ તથા ક્ષીણ વીર્યવાળા પુરૂષોના સઘળા વિકારો દુર થઇ ગર્ભોત્પત્તિ થાયછે, તેમજ બળ અને જઠરાગ્નિમાં પણ વધારો થાય છે.

रस रत्नाकर.

**બ્રાહ્મી રસાયન**—આ પુસ્તકના ત્રીજા ભાગમાં આમળાંના પ્રકરણમાં રસાયન સેવનના વિધિમાં બતાવ્યા મુજબ સ્નેહન, સ્વેદન અને વિરેચન ક્રિયાથી શરીરમાંના દોષો એટલે વિજાતિય દ્રવ્યો-મળ કાઢી નાંખી શરીર શુદ્ધ કર્યાં પછી અન્નના અહારનો ત્યાગ કરીને કુટી પ્રવેશ કર્યા બાદ હજાર વખત સાંબેલાના ઘા મારીને કાઢેલો બ્રહ્મીનો સ્વરસ લેવો માફક આવે તેટલો પીવો, અને તે સારી પેઠે પચી ગયા પછી ત્રીજા પહોરે મીઠું નાંખ્યા સિવાય છ ગણા પાણી સાથે રાંધેલો સાઠી ચોખાનો ભાત દુધ સાથે ખાવો, અથવા તો કેવળ દુધ પીનેજ રહેવું. આમળાંના પ્રકરણમાં સમજાવ્યા મુજબ "કુટી પ્રવેશ" ના બધા નિયમો પાળવા. પાણી પીવાનો કે તેને સ્પર્શ સરખો કરવાનો તો તદન ત્યાગજ કરવો. આ પ્રમાણે સાત દિવસ એ સ્વરસનું સેવન કરવાથી અનુપમ કાન્તિ, બુદ્ધિ અને સ્મરણશક્તિ પ્રાપ્ત થાય છે. ચૌદ દિવસ સેવન કરવાથી ઇચ્છામાં આવે તેવા ગ્રંથો ઊત્પાદન કરવાની શક્તિ આવે છે, તેમજ ઘણા દિવસથી વિસ્મૃત થઇ ગયેલી વિદ્યા પણ પાછી સ્મરણમાં આવે છે. એકવીશ દિવસના સેવનથી એકી વખતે સાંભળેલી સો વાતો પણ યાદ રહી જાય છે, અર્થાત્ સાક્ષાત્ સરસ્વતિના જેટલી શકિત પ્રાપ્ત થાય છે અને તેથી સર્વે વેદોને સરહસ્યદાન સાથે ધારણ કરવાને સામર્થ્યવાન્ થવાય છે.

**મેધ્ય રસાયન**—બ્રહ્મીને છાંયે સુકવીને કરેલું ચૂર્ણ પાંચ તોલા, જેઠીમધનું ચૂર્ણ પાંચ તોલા, શંખાવળીનું ચૂર્ણ પાંચ તોલા, ગળોનું ચૂર્ણ પાંચ તોલા અને સોનાના વરખ કિંવા ભસ્મ ૦ાથી ૦॥ તોલો લઇ બધાંને ખરલમાં નાંખી સારી પેઠે મેળવીને એકબા-

ટલીમાં ભરી રાખવું અને તે એકથી આઠ વાલ જેટલું લેઇ ઘી અને મધ સાથે મેળવીને ખાવું, જેથી સ્મરણશક્તિમાં અત્યંત વધારો થાય છે. (ઘી અને મધ સરખા પ્રમાણમાં ન લેતાં વત્તાઓછા પ્રમાણમાં લેવાં.) આ ઔષધિના આવા દીવ્ય ગુણો માત્ર પ્રાચિન ગ્રંથોમાંજ વર્ણવેલા છે એમ નથી, પરંતુ આજકાલના શોધકોને પણ તેની ઘણા દરજ્જે ખાત્રી થયેલી છે. પતનું દરદ મટાડવાને માટે ડોકટર બોઇલુને આ વનસ્પતિની ખાસ પોતાના શરીર ઉપર અજમાયશ કરતાં તેની કેવી અસર થઇ હતી તે વર્ણવતાં જણાવે છે કેઃ—

બ્રાહ્મી લેવાથી શરૂઆતમાં પતવાળાં દરદીઓને હાથ, પગની ચામડી ઉપર ગરમી લાગે છે તથા ખરજ આવે છે અને થોડાક દિવસો પછી શરીરમાં એટલી ગરમી વધે છે કે આખા શરીરે ખરજ આવી ચામડી લાલ થઇ જાય છે. લોહી બહુ જોરથી ફરવા માંડે છે અને નાડી બહુ મજબુત અને ભરેલી ચાલે છે, અઠવાડીઆ પછી ભૂખ વધે છે તેમજ પાચન ક્રિયાનુ કામ સારૂં ચાલે છે, વધારે મુદત પછી ચામડી નરમ અને એક સરખી થઇ જાય છે, ઉપત્વચાનાં ભીંગડાં ખરી જાય છે, ચામડીમાંથી પરસેવો આવવા માંડે છે અને ઘણા દિવસથી બહેર મારી ગયેલી ચામડી પાછું પોતાનું કાર્ય શરૂ કરે છે. જઠરાગ્નિ દિવસે દિવસે સુધરતો જાય છે. અને ક્ષુધા બરોબર રીતે લાગવા માંડે છે. આ વનસ્પતિ જો તનદુરસ્ત મનુષ્યને આપવામાં આવે છે તો તેને થોડા સમયમાંજ મૂત્રલ અસર થાય છે. રૂધિરાભિસરણની ગતિ વધે છે અને તેથી છેવટે ખરજ પેંદા થાય છે. આ ઔષધ વધારે પ્રમાણમાં એટલે સાઠ ગ્રેન કરતાં વધારે લેવામાં આવે છે તો તે તંદ્રાને ઉત્પન કરે છે, અને માથામાં ચસકા પેંદા થાય

છે, જો કે ત્યાર પછી તેને વાપરવું તદ્દન બંધ કરીએ તોપણ તેની અસર ઘણા મહીનાઓ સુધી ચાલે છે. વળી તેનાથી ભયંકર મરડો પણ થઇ આવે છે. હું આ દવાની માત્રા વધારતો ગયો અને તેથી બે માસ પછી મને લાગ્યું કે ઘણા દિવસો સુધી એકઠું થઇ રહી ઓચ્છી સામટો ઉપદ્રવ કરનારૂં આ એક સખ્ત વિષ છે. ગયે કાલે સવારમાં મને એટલી બધી સખ્ત ટાઢ ચડી કે ઘણાં ગોદડાં ઓઢયાં તોપણ લગભગ એક કલાક પછીજ તે બંધ થઇ શરીરમાં ગરમી આવી. અને તે પછી શ્વાસ નળીના અગ્રભાગની ખેંચતાણ થવા લાગી અને ધનુર્વાના જેવાં ચિન્હો જણાવ્યા લાગ્યાં એ ઉપરથી મને લાગ્યું કે જાણે હમણાંજ હૃદયની ગતિ બંધ થઇ જશે. એમ થતાં થતાં સાંઝની વખતે ઉલટી અને લોહી સાથેનો ઝાડો શરૂ થયો, પરંતુ એ ચિન્હો તો તરતજ બંધ થઇ ગયાં. બીજા દિવસે સવાર થતા સુધીમાં આ વિષની બધી અસરથી હું મુક્ત થયો હતો, પરંતુ સહેજસાજ નબળાઇ અને ગરદનમાં દુઃખાવો હતો.

આ બધા ઉપરથી મારી મતલબ એટલુંજ કહેવાની છે કે જો આહ્રીને યોગ્ય પ્રમાણમાં વાપરવામાં આવે તો રૂધિરાભિસરણની ક્રિયાને તે સંગીન રીતે ઉત્તેજક છે અને ખાસ કરીને ચામડીનાં દરદો ઉપર તેથી વિશેષ ફાયદો થાય છે, પરંતુ જો તે મોટા પ્રમાણમાં વાપરવામાં આવે છે તો બેભાનીપણું લાવે છે અને કેટલીએક વખતે મૂર્છા પણ આવે છે, જેથી આ ઔષધને વાપરવાનું નિર્ભય માપ અને સરલ વિધિ એ છે કેઃ—

આહ્રીના આખા છોડને મૂળીઆં સહિત ઉપાડી લાવીને તેનાં

મૂળીઆંને લાગેલો કચરો પાણીથી ધોઇ નાંખીને પછી આખા છોડના ટુકડાઓ કરીને તડકા સિવાયના સારી હવાવાળા ઓરડામાં છાંયે સુકવીને ચૂર્ણ કરવું. કેટલાએક વૈદ્યો માત્ર પાંદડાંજ ઉપયોગમાં લે છે. પરંતુ એમ કરવામાં તેઓ ભૂલ કરે છે. કેમકે આ વનસ્પતિમાં "વેલેરીન" નામનું જે ઔષધિ તત્વ સમાએલું છે તેનો મૂખ્ય ભાગ તો તેનાં મૂળીઆંમાંજ રહેલો છે અને તેથી એકલાં પાંદડાંજ નહિ પરંતુ આખો છોડવો ઉપયોગમાં લેવો જોઇએ.

વાત રક્તના વીશથી ચાળીશ વર્ષની ઉમરના દરદીઓ માટે પહેલાં બે અઠવાડીઆં સુધી આ ચૂર્ણ દરરોજ વીશ ગ્રેન જેટલું લેવું. પછી દર અઠવાડીએ પાંચ, પાંચ ઘઉં ભાર વધારતાં જઇને સાઠ ઘઉંભાર સુધી ચઢવું; અને પછી એક મહીના સુધી દરરોજ આ પ્રમાણે સાઠ, ગ્રેનના માપમાં લીધા કરવું. ત્યાર પછી દર અઠવાડીએ પાંચ, પાંચ ગ્રેન ઓછું કરતા જઇને દશ ગ્રેન સુધી ઉતરવું અને પછી એક મહીના સુધી આ ઔષધ લેવાનું દદન બંધ રાખવું કે જેથી તેની ઉત્તેજક ઝેરી અસર થવા પામે નહિ, એક મહિનો બંધ રાખ્યા પછી પાછું દશ ગ્રેનથી શરૂ કરીને દર અઠવાડીએ પાંચ ગ્રેન વધારતા જઇને સાઠ સુધી ચઢવું, અને ત્યાર પછી પાછું દર અઠવાડીએ પાંચ ગ્રેન ઓછું કરતા જઇને દશ ગ્રેન ઉપર આવી એક મહીના સુધી તેનો ઉપયોગ બંધ કરવો, એ પ્રમાણે દરદ નાબુદ થતાં સુધી કર્યા કરવું. આ ચૂર્ણ શરૂઆતમાં દિવસે નહિ પરંતુ રાત્રિએ સુવાના વખત પહેલાં ગરમ પાણી સાથે લેવું. પરંતુ જ્યારે ત્રીસ ઘઉં ભારની માત્રા સુધી પહોચવામાં આવે ત્યાર બાદ સામટું એકી વખતે નહિ લેતાં

તેના બે ભાગ કરીને એક ભાગ સવારના અને બીજો ભાગ રાત્રીએ લેવો એ વધારે ઉત્તમ છે. ચામડીનાં બધી જાતનાં દરદોમાં રૂધિરાભિસરણને સતેજ કરવાની શક્તિને લીધે આ ઔષધ સારો ફાયદો કરે છે, ડોક્ટર શોર્ટ કહે છે કે સઘળી જાતનાં પતનાં દરદોમાં તે સંગીન ફાયદો કરે છે, પરંતુ તેના પછીના વિદ્વાનોનો આ બાબતમાં મત ભેદ પડે છે. અને તેઓ કહે છે કે આ દરદની માત્ર શરૂઆતની સ્થિતિમાંજ તેની અસર ફાયદાકારક નીવડી છે, દરદની વધી ગયેલી સ્થિતિમાં તે બહુ ઉપયોગી નથી. પરંતુ કોઇ પણ ઉપાયથી નહિ મટનારા જુના હઠીલા ખરજવાના માટે તો તે એક પ્રસંશાપાત્ર ઇલાજ છે. ડોકટર બર્ટીન જણાવે છે કે સ્થાનિક એટલે આખા શરીરે નહિ પરંતુ શરીરના ગમે તે ભાગ ઉપરજ થયેલાં ખરજવાના ઘણા ગંભિર કેસોમાં મેં આ દવા આપી હતી અને તેથી દરેક કેસમાં થોડી મુદતમાં આરામ પડયો હતો. વળી ચાંદી અને પ્રમેહ યુક્ત ઉપદંશ એટલે ગરમીનાં બીજી અને ત્રીજી સ્થિતિએ પહોંચેલા દરદો ઉપર તેનો ઉપયોગ કરવાથી સારો ફાયદો થયેલો છે. કંઠમાળનાં ગુમડાં, ગાંઠોનો વધારો અગર સોજો તથા જુના સંધિવામાં આ ઔષધે ઉત્તમ અસર કરેલી છે, મગજનાં દરદો તથા બેમાની માટે એનો ઘણો ઉપયોગ કરવામાં આવે છે. હાલમાં થોડાં વર્ષોથી દુનિયાંના ઘણા ખરા દેશોમાં એનાથી અનેક કેસો સુધરતા જાય છે, જેથી તેના ગુણો માટે મનુષ્યોની માન્યતા દૃઢ થતી જઇ ઉપયોગ દીન પ્રતિદીન વિશેષ પ્રમાણમાં વધતો જાય છે.



# બીલી.

સં. બિલ્વ, શ્રીફલ, હિં. બેલ. મ. બીલી, બેલ, અં. બેલ ટ્રી. Aegle Marmelos.

વિવરણ--બીલીનાં વૃક્ષ સર્વે સ્થળે પ્રસિદ્ધ હોવાથી વિશેષ વર્ણનની જરૂર નથી.

ગુણ ધર્મ અને ઉપયોગ—આર્ય વૈદ્યોને ઘણા પ્રાચીન સમયથી આ વૃક્ષના ઔષધિય ગુણોની માહિતી હોય એમ જુનાં પુસ્તકો ઉપરથી જણાય છે. એનાં મુળીઆંનો કવાથ ત્રણે દોષોને શાન્ત કરનારો માનવામાં આવ્યો છે, તોપણ તેમાં મધુર રસ હોવાથી વાયુને ટાળવામાં વિશેષ ઉપયોગી ગણાય છે. વળી તેમાં મધ નાંખીને પીવાથી વાયુ, પિત્ત કે કફના કોપથી થતી ઊલટી પણ બંધ થાય છે. એનાં પાંદડાંનો રસ બેથી ચાર તોલા જેટલો લેઇ તેમાં ચારથી આઠ વાલ મરીઆનું ચૂર્ણ નાંખીને પીવાથી ત્રણે દોષથી ઉત્પન્ન થયેલા સોજા દુર થાય છે અને બંધકોશ, અર્શ તથા કમળાનુ દરદ પણ નાબુદ થાય છે. એના થડની છાલ પિત્તને નાશ કરનારી અને હૃદયને ફાયદો કરનારી છે, તેમજ અતિસારમાં પણ ઉપયોગી માનવામાં આવી છે, વળી તેનાથી અગ્નિ પ્રબળ થાય છે અને ખોરાક ઉપર રૂચિ ઊત્પન થાય છે. એનાં કાચાં ફળો આમને પાચન કરનારાં, અગ્નિને દીપન કરનારાં, વાયુ અને કફને ટાળનારાં તથા ગ્રાહી અસરવાળાં હોવાથી ઝાડા, મરડા અને સંગ્રહણીના દરદમાં વાપરવાને દરેક પ્રાચીન આર્ય વૈદ્યોએ વારંવાર ભલામણ કરેલી છે.

પરંતુ પાકાં ફળોમાં એવો ગુણ ન હોતાં તેઓ જલદી ન પચી શકે તેવાં અને વિદાહિ છે, વળી તેઓના સેવનથી વાતાદિક દોષોમાં વધારો થાય છે અને ખરાબ પવન છુટે છે એમ ભાવમિશ્ર માને છે.

સઘળા ઈંગ્રેજી લખનારાઓ પણ એનાં પાકાં ફળોને સારક એટલે મળને ઉતારનાર અને કાચાં ફળોનેજ ગ્રાહી એટલે ઝાડા, મરડા વિગેરેને રોકનાર માને છે. ડોકટર મુઇદીન શેરીફ કહે છે કે કાચાં ફળોમાં ગર્ભ પૂર્ણપણે થયા પહેલાંજ તેને તોડી લેઇ સુકવીને ચૂર્ણ કરી રાખવું. આ ચૂર્ણ પુષ્ટિકારક, અગ્નિદીપન અને જ્વરઘ્ન છે. વળી તે બાળકોના શુલીઆ, વાયુ, તથા મરડાને માટે વપરાય છે. આ ઔષધ અતિસાર અને મરડાનાં જો કે બધાં રૂપોમાં ઉપયોગી નથી, પરંતુ તીક્ષ્ણ એટલે નવા મરડામાં તે બહુ સારૂં કામ કરે છે. તીક્ષ્ણ મરડામાં આ ચૂર્ણ મોટા વજનમાં આપવું જોઇએ. તેના સેવનથી પહેલી અસર એ થાય છે કે લોહી પડતું હોય તેને તે અટકાવે છે અને આમને પાડી નાંખે છે. ઝાડા થવાનો જે કુદરતી નિયમ છે તેને તે ફેરવી નાંખે છે જેથી મળ ઊતરવાનો વખત લંબાય છે પરંતુ તે ઝાડાઓના પ્રમાણને ઓછું કરી શકતું નથી અને તેથી ઝાડા ઓછા કરવાને માટે તેને અફીણની સાથે વાપરવું જોઇએ. આ ચૂર્ણ વળી ટાઇફોઇડ, હેકટીક તેમજ બીજા કોઇપણ ઔષધથી ન ઊતરતા લાંબા સમય સુધી શરીરમાં એક સરખી રીતે ભરાઇ રહેનારા તાવોને ઊતારવામાં ઘણું ઉપયોગી છે. આવી જાતના તાવોની ગરમી જ્યારે અતિશય વધી ગયેલી હોય ત્યારે આ ચૂર્ણ આપવાથી તે એકદમ ઓછી થઈ જાય છે. તાવને માટે આ ચૂર્ણનું આપ દરેક વખતના માટે ૧૦ થી ૧૫ ઘઊંભાર, શુલીઆમાં ૧૬ થી

૨૦ ગ્રેન છે. મરડાના વ્યાધિમાં વીશથી સાઠ ઘઊંભાર લેઇ તેમાં પાએક ઘઊંભાર અફીણનું ચૂર્ણ મેળવીને આપવું અને એ પ્રમાણે એક અહોરાત એટલે ચોવીશ કલાકમાં થઇને ચારથી છ વખત લેવું.

જો કે ડોક્ટર મુહ્ઉદ્દીન શેરીફ આ ઔષધને નવા મરડામાંજ ઉપયોગી માને છે, ત્યારે બીજા અનેક ડોક્ટરોનો એવો મત છે કે તે જુના દરદમાં પણ વિશેષ ઉપયોગી છે.

**હોશંગાબાદના સરજન** બ્રાઉન સાહેબ જણાવે છે કે જુના ઝાડા અને મરડામાં તે ઘણું ઉપયોગી ઔષધ છે અને અફીણની સાથે આપવામાં આવે તો ઘણું સારૂં કામ કરે છે.

**સરજન મેજર ડોબસન** જણાવે છે કે આનાં કાચાં ફળોનો ક્વાથ જુના અતિસાર અને મરડામાં આપવાથી ગ્રાહી અસર કરે છે.

**સરજન મેજર** નિકર જણાવે છે કે આનાં ફળોનું લાંબી મુદત સેવન રાખવાથી રક્તસ્રાવ થાય છે પરંતુ સાકર સાથે તેનો ઉપયોગ કરવાથી એ ભય રહેતો નથી.

આ બધા ઉપરથી સમજાય છે કે કાચાં ફળોનો ગર્ભ એ ઝાડા, તથા મરડાને માટે ઉત્તમ ઔષધ છે અને તેથી આજકાલ દેશી, વિદેશી ચિકિત્સકો તરફથી તે વિશેષ પ્રમાણમાં વપરાય પણ છે. આ ઉપરાંત વળી તેમાં બીજા પણ અનેક ગુણો રહેલા છે તે પૈકી જડીબુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારાઓના અનુભવમાં જે કંઇ આવ્યા છે તે નીચે મુજબ છે.

**પ્રમેહનું અવ્યર્થ મહૌષધ**—અડધાં પાકેલાં બીલીનાં ફળો

વાની તેમાંથી ગર્ભ કાઢી પાણી સાથે ઊકાળતાં જ્યારે ગર્ભ ઓગ-ળીને તેમાંથી બીજ છુટાં પડી જાય ત્યારે નીચે ઊતારી પાણી ઠંડુ થયા પછી તેમાંથી બીજ કાઢી લેવાં, અને તેઓનું બારીક ચૂર્ણ કરી ત્રીફળાંના ઊકાળાની સાત ભાવનાઓ આપવી, પછી ઘાણીમાં પીલીને તેઓનું તેલ કાઢવું. જુલાબ અને ઊલટીથી શરીર શુદ્ધ કરી-ને પછી આ તેલ પહેલા દિવસે આઠ રતીભાર જેટલું લેઈ દુધમાં નાખીને પીવું, બીજા દિવસે બે માસા એટલે સોળ રતીભાર, ત્રીજા દિવસે ત્રણ માસા એટલે ા તોલો અને ચોથા દિવસે ચાર માસા પીવું, આમ દરરોજ એક, એક માસા જેટલું પ્રમાણ વધારતા જઈને દશમે દિવસે દશ માસા જેટલું પીવું, અને ત્યારબાદ બીજા દશ, પંદર દિવસો સુધી પણ દરરોજ દશ માસા જેટલું પીવું—આ પ્રયોગ ચાલતો હોય ત્યારે ખોરાકમાં માત્ર દુધ અને ભાતનોજ ઉપ-યોગ કરવો, આ મુજબ આ ઔષધનું સેવન કરવાથી પ્રમેહનું ભયંકર દરદ પણ નાબુદ થાય છે, શરીરમાં શક્તિ અને નેત્રામાં તેજનો વધારો થાય છે; તેમજ કાનનું બહેરાપણું અને કેટલીએક જાતનાં વાયુનાં દરદો ટળી જાય છે. આ તેલને વાપરતા પહેલાં એક મહીનો જમીનમાં ડાટી રાખ્યું હોય તો વિશેષ ફાયદો કરે છે.

**કાનની બહેરાશ મટાડનારૂં તેલ**—બીલાંના ગર્ભને પાણી સાથે વાટીને કરેલી લુગદી પાંચ તોલા, નગોડનાં પાંદડાંનો રસ, વાય-વરણાનાં પાંદડાંનો રસ, અઘેડાનાં બીજનો ભૂકો અને તલવણીનો રસ એ દરેક અઢી તોલા, બકરીનું મૂત્ર બત્રીશ તોલા, સિંધવ અઢી તોલા અને બદામનું તેલ દશ તોલા લેઈ એ બધાંને ધીમા તાપથી ઊકાળતાં જ્યારે મૂત્ર અને રસનો ભાગ બળી જઈને તેલ માત્ર

બાકી રહે ત્યારે ઊતારી ગળી લેવું. એ તેલને કાનમાં નાંખવાનો અભ્યાસ રાખવાથી બહેરાપણું દુર થાય છે.

કાયાકલ્પ—પાકાં તાજાં ફ્ળોને અંગારા ઉપર શેકી તેમાંનો ગર્ભ પાણીમાં ચોળી બીજને દુર કરી શરીરે ચોપડવો, અને શરીરમાં જ્યારે શિતળતાની લાગણી થાય તથા મેલ છુટો પડેલો જણાય ત્યારે સ્નાન કરવું. આ પ્રમાણે કેટલાએક દિવસ કરવાથી દેહ કોમળ, કાન્તિવાન્ અને સુગંધિયુક્ત બને છે.

પારદભસ્મવિધિ—પારાને બીલીનાં પાંદડાંના રસમાં જ્યાં સુધી તે નષ્ટપીષ્ટ એટલે દેખાતો બંધ ન થઇ જાય ત્યાં સુધી ઘુંટવો. લગભગ બે મહીના સુધી ઘુંટવાથી તે નષ્ટપિષ્ટ થઇ જશે. આમ થાય ત્યારે તેની ગોળી બનાવી એક સુરણના કંદમાં કિંવા ખાખરાના લાકડામાં ઘાલી સાંધો બંધ કરી સારી પેઠે કપડમાટી કરી ગજપુટનો અગ્નિ આપવો, શિતળ થયે કપડમાટી સાવચેતીથી દુર કરવાથી તેની અંદરથી ખોટના સ્વરૂપમાં પારાની ભસ્મ મળી આવે છે, જે કિમિયાના કામમાં ઉપયોગી છે.

બીલીનાં પાંદડાંમાંથી માત્ર અશાડ, શ્રાવણમાંજ રસ નીકળે છે, બીજી રૂતુમાં કાઢવો હોય તો પાંદડાંને ખાંડી ગોળો બનાવી તેના ઉપર વડનાં પાંદડાં વીંટાળી કપડમાટી કરી ભરસાડમાં ભારવાથી જ્યારે તે બફાઇ જાય અર્થાત્ કપડમાટી લાલ થાય ત્યારે બહાર કાઢી ઠંડુ થયેથી કપડમાટીને દુર કરી પાંદડાંને નીચોવવાથી નીકળી આવે છે.

**તામ્રભસ્મ**—શુદ્ધ કરેલા બેવડીઆ પૈસાને અગ્નિમાં તપાવી તપાવીને એકસો વખત બીલીનાં પાંદડાંના રસમાં બુઝાવવો. પછી તેનાંજ એટલે બીલીનાં પાંદડાંની લુગદીમાં ઘાલી કપડમાટી કરી ગજપુટનો અગ્નિ આપવાથી ઉત્તમ પ્રકારની સફેદ રંગની ભસ્મ થાય છે એવું એક મહાત્માનું કહેવું છે.

---

# ભીલામાં.

સં. ભલ્લાતક, અગ્નિમુખ, હિં. ભીલામા, મ. બિબવા, બં. ભેલા, ઇં. Marking Nut, લા. Semicarpus Anacardium.

**વિવરણ**—ભીલામાં સર્વત્ર પ્રસિદ્ધ હોવાથી વિવરણની જરૂર નથી.

**ગુણધર્મ અને ઉપયોગ**—આર્યવૈદ્યોએ ભીલામાંને અર્શ, સંગ્રહણી, કોઢ, વાયુ, કફ, કૃમિ, ગુલ્મ, આફરો, જઠરાગ્નિની મંદતા, બંધકોશ વિગેરેને ટાળનારાં માનેલાં હોવાથી તેનાં દરદો ઉપર વાપરવા લાયક અનેક બનાવટો વૈદ્યકશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, પરંતુ આપણે વિષયમાત્ર જડીબુટ્ટીઓનોજ હોવાથી તે બધી બનાવટોને છોડી દેઇ કેવળ જડીબુટ્ટીઓ તરીકેજ જણાએલા તેના ગુણોનો વિચાર કરીએ.

**ત્રાંબાની સફેદ ભસ્મ અને તેના યોગથી કલાઇનું રૂપું**—શુદ્ધ કરેલો નેપાળો બે તોલા, ભીલામાં ચાર તોલા અને અજમો

એક તાલો લેઇ તેઓને વાટી લુગદી બનાવવી, એ લુગદીમાં શુદ્ધ કરેલા ત્રાંબાનો એક દમ્મુ પૈસો અથવા એટલી જાડાઇ અને આકાર કદનું પતરૂં ઘાલવું, પછી કલાઇની બે કટોરીઓ લાવી એક કટોરીમાં તે લુગદી મુકવી અને બીજી કટોરી તેના ઉપર ઢાંકી તેના ઉપર પાંચશેર ચીંથરાં લપેટવાં, પછી એક ખાડામાં તેને મુકી ઉપર કોલસા ભરી અગ્નિ આપવો. ખાડા ઉપર ધુમાડો જવાને માટે તથા પવન ન લાગે એટલા સારૂં છીદ્રવાળી માટીની ઠીબ ઢાંકવી. જ્યારે અગ્નિ શિતળ થઇ જાય ત્યારે કાઢવાથી દમ્મુ ફુલી જઇ તેની સફેદ ભસ્મ થઇ ગયેલી હાથ આવશે. એ ભસ્મ ખાવાના કામમાં વાપરવી હોય તો ચોખાપુર વાપરવી, અને કીમીયાના કામમાં વાપરવી હોય તો તેનો એવી રીતે ઉપયોગ કરવો કે એક માટીની તાવડી લેઇ તેમાં આકડાનું સવાશેર દુધ રેડી પછી તેમાં અઢી શેર ચોખ્ખી કલાઇ મુકી, કલાઇ ઉપર ા। તોલો તામ્રભસ્મ અને એક તોલો રસકપુર તથા બે વાલ પારો મુકી ઉપર બીજુ સવાશેર આકડાનું દુધ રેડવું, પછી તેના ઉપર ચારશેર ગાયનું દુધ રેડી બીજી તાવડી ઢાંકી અડાયાં છાણાં કે ઘોડાની લાદની અગ્નિ આપવી, કે જેથી બધું પ્રવાહી બળી જાય, શિતળ થયે કલઇને કાઢી લેઇને ગાળી કાઢવી તો તે વ્યવહારમાં વાપરવા લાયક ચાંદીનું સ્વરૂપ ધારણ કરશે. "ગોરક્ષ કીમીયાગર".

કોલેરાનો અકસીર ઉપાય—એક ભીલામું લેઇ તેનું ડીંટુ કાઢી નાખ્યા પછી અર્ધા રૂ. ભાર આંબલી સાથે વાટી નાખવું, અને પછી તેને બે તોલા ડુંગળીના રસ સાથે મેળવીને પાઇ દેવું. આ દવા માત્ર એકજ વખત આપવી પડે છે, અને તે પેટમાં ગયા

પછી પાંચ મિનિટની અંદરજ ફાયદો જણાવા લાગી ઝાડો, ઉલટી, બંધ થાય છે, આંમલી સાથે બીલામું આપવાથી તે ઉડી આવવાની ધાસ્તી રહેતી નથી, અને તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરી જંતુઓનો નાશ કરી તેમજ શરીરમાં ગરમી વધારી દરદને અજબ રીતે દુર કરે છે. કોલેરાના કેસોમાં ડુંગળીનો રસ પણ ઘણો ફાયદો કરે છે એ સર્વેને જાણીતી વાત છે અને આવાં દરદો માટે બીલામાંનો ઉપયોગ શારંગધર વિગેરે પ્રાચીન વિદ્વાન્ વૈદ્યોએ પણ "સંજીવની ગુટિકા" ના નામે કરેલોજ છે તેથી તેને વાપરવામાં કંઇ પણ શક જેવું નથી.

કોલેરાના અનેક કેસોમાં આ પ્રયોગની અમે અજમાયશ લીધેલી છે, અને બીજી કોઇપણ ઔષધિથી સારા ન થતા હોય, પગ ઠંડા થઇ જવાની સ્થિતિ સુધી પહોચેલા ભયંકર કેસો પણ એનાથી સારા થયા છે. હિંદના જુદા જુદા ભાગોમાં દર વર્ષે કોલેરાથી અનેક મરણો થાય છે તો તેવા સ્થળોએ સસ્તી–અત્યંત સસ્તી–તદ્દન મફત જેવી આ દવાનો વિશેષ પ્રચાર થવો ઘટે છે.

કોલેરા સિવાય સાધારણ ઝાડા, અને મરડાના કેસોમાં પણ ડુંગળીના રસ સિવાય માત્ર બીલામાનેજ આંમલી સાથે ખાંડીને આપવાથી અજબ ફાયદો થાય છે,

**સર્પદંશનો ઉપાય**—બીલામાં સાપના ઝેરને દુર કરી શકે છે. એ વાત પણ શારંગધર સંહિતામાં સંજીવની ગુટિકાને સર્પદંશ ઉપર વાપરવાને કહેલું છે તે ઉપરથી સિદ્ધ થાય છે. આ સિવાય એક

યોગીરાજ કે જેમણે આવી જાતના અનેક કેસો સારા કરી અનેક મનુષ્યોના પ્રાણ બચાવ્યા હતા તેઓના તરફથી મળેલો ખાસ અનુભવનો પ્રયોગ નીચે મુજબ છે.

ખાખરાના મૂળ પાસે બે હાથ ઊંડો ખાડો ખોદી મૂળમાં ડગળી પાડી તેમાં વીશ રૂા. ભાર ભીલામાં ભરવાં, અને ડગળી કાઢતાં નીકળેલાં છોડીયાં તેની ઉપર દાબી ખાડો માટીથી પુરી દેવો. ત્યાર બાદ છ મહીનાઓ સુધી દર આઠ, આઠ દિવસે તે ખાખરાને પુષ્કળ પાણી પાવું. આ ખાખરા ઉપર જે ફુલ આવે તે એકઠાં કરી રાખવા અને જેને સર્પદંશ થયો હોય તેને આ ફુલો વાટીને તેમાં એક અતિવિષની કળીનું ચૂર્ણ ભેમેરીને વિષ નાબુદ થતા સુધી દર અર્ધા કલાકે એક તોલા જેટલાં આપવાં. દરેક વખતે આ કેસુડાં એક તોલો લેઈ તેમાં અતિવિષની એક કળી ભેમેરી ચૂર્ણ કરીને આપવું.

ખાખરાના મૂળમાં એક વખત પુરવામાં આવેલાં ભીલામાંની અસર ત્રણ વર્ષ સુધી કાયમ રહે છે, અને તેથી દર ત્રણ, ત્રણ વર્ષે એના એ ખાખરાના મૂળમાં ભીલામાં પુરવાનો પ્રયોગ ચાલુ રાખવાથી તે ખાખરો હમેંશના માટે ઉપયોગી થઇ પડે છે.

ખાખરાનાં મૂળીઆંના રસમાં ઝાડો, ઉલટી વિગેરે કોઇ પણ ઉપદ્રવ કર્યા સિવાય સાપનું ઝેર નાબુદ કરવાની અજબ શક્તિ રહેલી છે, એ વાત આ પુસ્તકના પહેલા ભાગમાં વર્ણવવામાં આવેલીજ છે, અને વળી ભીલામાંનો સંયોગ થવાથી ખાખરાના એ ગુણમાં વૃદ્ધિ થાય એમાં પણ કંઇ આશ્ચર્ય થયા જેવું નથી.

**વાયુનાં દરદો ઉપર ભીલામાંનો નિર્ભય રીતે ઉપયોગ**– વાયુનાં ઘણાં દરદો ભીલામાંના ઉપયોગથી સારાં થઇ જાય છે, એ વાત ઘણાં ખરાં મનુષ્યોથી અજાણી નથી, પરંતુ તેનું સેવન કરવામાં કેટલીએક જાતની મુશ્કેલીઓ રહેલી હોવાથી લોકો તેનો જોઇએ તેવો લાભ લેઇ શકતા નથી. સર્વેથી મોટી મુશ્કેલી તો એ છે કે કેટલાંએક મનુષ્યોને ભીલાંમાં આપવાથી શરીર ઉપર ફુટી નીકળે છે અને વળી કેટલાંએક મનુષ્યો તો એટલી બધી નાજુક પ્રકૃતિનાં હોય છે કે ભીલામાં ખાવાની વાત તો એક બાજુએ રહી, પરંતુ તેને માત્ર સ્પર્શ કરવાથી પણ તેઓને તેની અસર લાગુ પડયા સિવાય રહેતી નથી. આમ હોવા છતાં પણ કેટલીએક વખતે તેઓને લાગુ પડેલો રોગ પણ એવી જાતનો હોય છે કે ભીલામાંના ઉપયોગ સિવાય તે જલદી નાબુદ થઇ શકેજ નહિ. આવા સમયે ભીલામાંને વાપરવાની એક અજબ યુક્તિ એ છે કેઃ–ચાર, પાંચ શેર ભીલામાં લેઇ અધકચરાં ખંડાવી નંખાવીને ખેતરના બે, ત્રણ કયારડાઓમાં ખાતર તરીકે નાંખવાં. અને પછી તે કયારડાઓમાં મેંથી વાવી તેને દરરોજ પાણી પાવું, જેથી આઠ, દશ દિવસની અંદર તે મેંથીની ભાજી તૈયાર થઈ જાય છે; જેનું શાક બનાવીને દરદીને દરરોજ ખાવા આપવાથી સંધિવા, ઉપદંશમાંથી થયેલો પક્ષઘાત, આફરો, વિગેરે અનેક વાયુનાં દરદો મટી જાય છે અને ભીલામા ઉડી આવી તેની માઠી અસર થવાથી બીલકુલ ધાસ્તી રહેતી નથી.

ભીલામાંના ખાતરથી મેંથી ઊગાડવી અને તેનાવડે વાયુનાં હઠીલાં દરદો નિર્ભય રીતે સારાં કરવાં એ આર્ય વૈદ્યકની અદ્ભુત

ખૂબીની હરીફાઇ કરી શકે તેવી યુક્તિ બીજા દોઇ પણ વૈદ્યકશાસ્ત્રમાં હોય એમ જાણવામાં નથી.

બહુ મોટા પછાડનો ઉપાય—દોઇ કોઇ સમયે અકસ્માતથી, અથવા એવાં કોઇ બીજાં કારણોથી માણસો પડી જાય છે, કોઇ ઊંચેથી પડે છે, અને કોઇ નીચેથી પડે છે એ વખતે શરીરને પડવાનો પછાડ લાગે છે જેની અસરથી શરીરમાં અનેક પ્રકારના વ્યાધિઓ થઈ આવે છે અને કેટલાએકને તો તેની અસર જીંદગી સુધી પણ પહોંચે છે. કોઇનું લોહી બંધાઇ જાય છે. કોઇને સોજો ચડી જાય છે, કોઇને લોહીના ઝાડા કે ઉલટી થાય છે, કોઇને સખ્ત વેદના થાય છે, અને વળી કોઇને તાણુ, કે ધનુર પણ ઉપડી આવે છે. આવી જાતના પછાડો ઉપર હળદરને ગોળ ખવડાવાનો, કાચાં તાજાં નાળીએરોનું પાણી પીવાનો, કેટલીએક જાતના લેપો લગાવવાનો કે મુમઇ ઘસીને પાવાનો લોકોમાં સાધારણ રીવાજ છે અને તેથી હલકા પછાડોમાં સારો ફાયદો થાય છે, પરંતુ જ્યારે ખાસ વધારે પછાડ લાગ્યો હોય ત્યારે આવાં ઔષધોથી ખાસ ફાયદો થતો નથી અને તેથી તેવા સમયે કામ લાગે એવો એક ઉપાય "પ્રસિદ્ધ ભક્ત. લેખક વૈદ્યરાજ અમૃતલાલ સુંદરજી" એ સને ૧૯૧૨ના જુન માસમાં વૈદ્યકલ્પતરૂદ્વારા પ્રગટ કર્યો હતો, જેનો કેટલાએક કેસોમાં અનુભવ લેતાં સંતોષકારક જણાયાથી તેઓનાજ શબ્દોમાં અત્રે આપવામાં આવે છે.

જુનાગઢ પાસે ગીરનાર નામે બહુ જાણીતો પહાડ છે, તે પહાડ ઉપર પત્થર ચટ્ટી નામે બહુ જાણીતી જગ્યા આવેલી છે. તે જગ્યા ઠી

બાજુમાં આચાર્યજીની જુની જાણીતી જગ્યા છે. તે જગ્યાના ખગેન્દ્ર સ્વામિ નામના મહંત હતા. એ સ્વામિ એક દિવસ પહાડની ટેકરી ઉપર દિશાએ ગયા હતા, ત્યાંથી પાછા વળતાં પગ લપસ્યો, તેથી આશરે સો હાથ નીચે ખાઇમાં પડી ગયા. જે ઠેકાણે પડયા ત્યાં પણ બધે પત્થરોજ હતા, તેથી તેઓને આખા શરીરમાં બહુ પછાડ લાગ્યો, ગીરનારની ખીણમાં પત્થરો ઉપર એટલે ઉચેથી પડયા છતાં જીંદગી કેમ રહી શકે એ એક મુસ્કેલ સવાલ છે. પણ એ બનાવ એક ચમત્કાર જેવો હતો અને એવા બનાવો ઘણી વખત કોઇ કોઇ ઠેકાણે બન્યા કરે છે તે પ્રમાણે એટલે ઊંચેથી પડયા છતાં પણ તેઓના શરીરનું કોઇપણ હાડકું ભાગી ગયું નહતું, તથા આંખ, કાન, નાક, માથું વિગેરે કોઇ પણ સ્થળે જખમ થયો નહોતો કે લોહી નીકળ્યું નહોતું; પણ આખા શરીરમાં સખ્ત પછાડ લાગી ગયો હતો, તેથી તેઓથી જરાપણ હાલીચાલી શકાતું નહિ. કે પાણી પીવા કે પેશાબ કરવા પણ ઊઠી શકાતું નહિ. આ વાતની ખબર પડી ત્યારે તેઓને ડોળીમાં ઘાલીને ખીણમાંથી ઊપર મકાનમાં લાવવામાં આવ્યા. એ પછી જુનાગઢમાં ખબર પડી ત્યારે તુરતજ ત્યાંથી દિવાન સાહેબ તથા મોટા, મોટા અમલદારો અને ડોકટર ત્રિભોવનદાસ વિગેરે ત્યાં ગયા અને મહંત મહારાજને કહ્યું કે તમારે ચાર, છ મહીના દવાખાનામાં રહેવું જોઇશે. તમને ત્યાં બધી જાતની સગવડ કરી આપીશું; માટે પાલખીમાં સુતે સુતે ત્યાં પધારો વળી બીજા નાગર ગ્રહસ્થોએ પણ એ મુજબ કહ્યું, કારણ ગીરનાર ઉપર એટલે બધે દુર સુધી રોજ, રોજ જવું આવવું એ ડોકટર સાહેબથી બની શકે નહિ, તેમજ પછાડ એવો સખ્ત હતો કે તેના માટે વારે વારે દવા

વિગેરેની જે મદદ જોઇએ તે ગીરનાર ઉપર મળી શકે નહી. ડૉકટર ત્રિભોવનદાસે કહ્યું કે હું બે, ત્રણ દિવસે તમારી પાસે આવી જઇશ, પણ એટલા વખતમાં તમારી સ્થિતિમાં વખતે કંઇ ગંભિર ફેરફાર પણ થઇ જાય, માટે તમે મીઆના કે પાલખીમાં બેસીને નીચે જુનાગઢ આવો તો સારૂં, પણ મહારાજે કહ્યું કે હાલમાં ત્યાં આવવાનું બની શકે નહિ, થોડા દહાડા પછી જરા આરામ થશે ત્યારે વાત. એ પછી કેટલાક દહાડા ડૉકટરની દવા લીધી, પરંતુ એ પછાડ એવો સખ્ત હતો કે કાંઇ ફાયદો જણાયો નહિ. એ પછી તે મહારાજે પોતાની પાસેથી જુનાં પુસ્તકોમાંથી એક વૈદકની ચોપડી કહાડવા માટે પોતાના ચેલાને કહ્યું, તેણે નિશાની મુજબ ચોપડી કાઢી આપી, તે ચોપડી બાવાઓના હાથની લખેલી હતી તેમાં લખ્યું હતું કેઃ—જયારે બહુ મોટો પછાડ લાગે ત્યારે સાત ભીલામાં લેવાં તે ભીલામાંના કડકા કરી નાંખવા અને તેને ૦। શેર ઘીમાં તળી લેવાં પછી તે ઘીમાંથી ભીલામાં બહાર ફેંકી દેવાં, અને ઘીમાં ઘઉંનો લોટ શેકીને ગોળ નાંખી શીરો બનાવવો અને તે શીરો ખાઇ જવો. તે પ્રમાણે દરરોજ સાત દિવસ કરવું, તેથી ગમે તેવો પછાડ લાગ્યો હોય તે મટી જાય છે. ભીલામાંનો શીરો ખાવાથી તે ગરમ લાગે અને શરીરમાં ફુટી નીકળે તો શરીર ઉપર ભેંસનું છાણ ચોપડવું અને ત્રણ કલાક તડકામાં બેસવું. તે પ્રમાણે ચાર દિવસ કરવાથી ભીલામાં ફુટ્યાં હોય તેની અસર મટી જાય છે. તેની ઉપર વળી તલનું તેલ, મરચાં, ગોળ વિગેરે ખુબ ખાવું તેથી પણ ભીલામાંની અસર વહેલી મટી જાય છે. આ પ્રમાણે તે ચોપડીમાં લખ્યું હતું તે વાંચીને તુરત મેં ભીલામાં મંગાવ્યાં અને તેનો શીરો બના-

ઓ, તે શીરો હું ખાઇ ગયો, તેથી તેજ દહાડે રાતે હું આરામથી ઊંઘી શક્યો, આ રાત્રિ પહેલાં અડવાડીયું થયાં બીલકુલ ઊંઘ આવી નહોતી. એ પછી બીજે દહાડે પણ તે શીરો મેં ખાધો એટલે બીજે દહાડે રાતે હું કોઇની પણ મદદ વીના મારી મેળે પડખું ફેરવી શક્યો. તે અગાઊ હું મારી મેળે પડખું ફેરવી શકતો નહિ, પરંતુ ચાર, પાંચ જણા બહુ મહેનને બહુ તજવીજ રાખીને પડખું ફેરવાવે, ત્યારે માંડમાંડ ફરાતું હતું, અને તેમ કરતાં જાણે મારો જીવ નીકળી જતો હોય તેવી વેદના થતી હતી તેને બદલે માત્ર બીજેજ દિવસે હું મારી મેળે પડખું ફેરવી શક્યો. એ પછી ત્રીજે દિવસે પણ મેં એ-વીજ રીતે સાત ભીલામાંનો શીરો ખાધો તેથી તે દિવસે મારા શ-રીરમાં જરા ગરમી જણાવા લાગી અને પેશાબે ઊઠતી વખતે પ્રથમ ચાર, પાંચ માણસો મને બંન્ને બાજુથી હાથ ઝાલીને ઊઠાડતાં હતાં તેને બદલે એક માણસના ટેકાથી હું બેઠો થઇ શક્યો અને તેના ટે-કાથી ખાટલામાં બેસી પેશાબ ન કરતાં નીચે ઊતરી પાસની ખાળમાં જઇ શક્યો. એ પછી ચોથે દિવસે પણ એ શીરો મેં ખાધો ત્યારે મને શરીરમાં વધારે ગરમી જણાવા લાગી અને આખું શરીર લાલ થઇ ગયું તથા તેમાં ઝીણી ઝીણી અળાઇઓના જેવી ફોડકીઓ ફુટી નીકળી પણ તે દિવસે કોઇપણ માણસની મદદ વિના લાકડીના ટેકા-થી હું મારી મેળે પથારીમાંથી બેઠો થઇને ધીરે ધીરે ઓરડામાં ફરવા લાગ્યો અને બેચાર આંટા દેઇ શક્યો. એ પછી પાંચમા દિવસે ભી-લામાંનો શીરો મેં ખાધો નહિ, કારણ કે આખા શરીરમાં ભીલા-માંની અસર ફુટી નીકળી હતી જેથી શીરો ખાવો બંધ કરી એ ચોપ-ડીમાં લખ્યા પ્રમાણે ભેંસનું છાણ શરીરે ચોળીને બપોર વખતે તડ-કામાં બેઠો. તે પ્રમાણે ચાર દિવસ કરવાથી ભીલામાંની અસર મટી

ગઈ અને દશ દિવસની અંદર હું પાછો તાજો અને બળવાન થઇ ગયો, કારણ કે બીલાંમાંના લીધે મારા શરીરમાં બહુ કૌવત આવી ગયું હતું, તથા જઠરાગ્નિ પણ બહુ સુધરી ગઇ હતી. એ પછી જુનાગઢના લોકો મારે માટે બહુ ફીકર કરતા હતા, તેમને મળવા સારૂ પગે ચાલી ગીરનાર ઊતરીને હું જુનાગઢમાં ગયો, ત્યાં રસ્તામાં ડોકટર ત્રીભોવનદાસની ગાડી સામી મળી; ત્યારે તેઓને બહુ અજાયબી લાગી. તેઓને તો એમજ લાગ્યું કે આ તે સાચું કે સ્વપ્નું ? કાંઇ ભૂત ભુત થયું કે શું? સ્વામીજી મહારાજ અહીંઆં ક્યાંથી ? આટલા દિવસોની અંદર તેઓ પથારીમાંથી ઉઠી શકેજ કેવી રીતે અને ગીરનાર ઉપરથી અહીંઆં આવી શકેજ કેવી રીતે ? માટે તેમના જેવો આ કોઇ બીજો બાવો તો નહિ હોય ? આવી તેમને શંકાઓ થઇ જેથી ગાડી ઊભી રખાવી મારી સામે જરા અજાયબીથી જોઇ રહ્યા, ત્યારે મેં જય સીતારામ કર્યા એ ઉપરથી તેમને ખાત્રી થઇ કે, આ છે તો ગીરનારવાળાજ મહારાજ ! તેથી અજાયબીથી સહુથી પહેલો પ્રશ્ન તેઓએ એ પૂછયો કે, તમે અહીં ક્યાંથી ? અને કેવી રીતે આવી શક્યા ? તમારો મંદવાડ છ મહીના સુધી મટી શકે તેવો નહોતો તેના બદલે આટલા દહાડામાં તમે ચાલી શકોછો, એ શું કહેવાય ?

એ સાંભળી મેં કહ્યું કે તમારી ડોકટરોની દવાઓ જુદી હોય છે, અને અમારી બાવાઓની દવાઓ જુદી હોય છે, એ પછી ડોકટરે કહ્યું કે, પણ વાત તો કરો, શું થયું ? પછી મેં કહ્યું કે હું તમારે ત્યાં થોડીવાર પછી આવું છું ત્યાં બધી હકીકત તમને નિરાંતે કહીશ.

ચોરવાડમાં ચાર વર્ષ ઉપર ખગેન્દ્રસ્વામિ પધારેલા હતા, ત્યારે

તેમણે પોતાના જાતિ અનુભવની આ વાત અમને રૂબરૂમાં કહી બતાવી હતી જેથી તેમાં કંઇ શંકા રાખવા જેવું નથી.

વૈદ્યરાજ મહાશય પઢીયાર તરફથી આ હકીકત પ્રગટ થયા પછી વૈદ્યકલ્પતરૂનાં કેટલાંએક ગ્રાહકોએ તેનો અનુભવ લેઇ સંતોષકારક પરીણામ જાહેર કર્યું છે. તેમજ અમારા તરફથી પણ અજમાયશ કરતાં આ ઉપાય અકસીર જણાયો છે.

આ પ્રયોગમાં દરરોજ સાત ભીલામાંનો શીરો ખાવાને કહેલું છે, પરંતુ દરદીની પ્રકૃતિ, દેશ, કાળ, બળ અને વયનો વિચાર કરીને જો યોગ્ય લાગે તોજ દરરોજ એટલાં ભીલામાં વાપરવાં. પરંતુ જો એટલાં ભીલામાં વાપરવાં યોગ્ય ન જણાય તો પછાડના હલકા, ભારે સ્વરૂપના પ્રમાણમાં તેમજ દરદીની પ્રકૃતિ અનુસાર દરરોજ એકાદ, બે અથવા તો ત્રણ કે ચાર ભીલામાંનો ઉપયોગ કરવો તેથી પણ ઇચ્છિત ફાયદો થશે.

---

## ભોંયરીંગણી.

સં. કંટકારી, નિદિગ્ધિકા, ક્ષુદ્રા, વ્યાઘ્રી હિં. કટેરી, ભટકટૈયા, લઘુકટાઇ, બેગની મ. ભુઇરિંગણી ગુ. બેઠી ભોંયરીંગણી બં. કન્ટિકારી લા. Solanum jacquini.

વિવરણ—ભોંયરીંગણીના વેલા જમીન ઉપર પથરાયેલા હોય છે, અને તેમાંથી શાખાઓ નીકળી ચોતરફ ચાર, પાંચ ફીટના ઘેરાવામાં છાતળાંની માફક ફેલાઇ જાય છે. એની શાખાઓ બહુધા આ-

કાંઅવળી હોઇ તેના ઉપર તીખી અણીવાળા પીળાશ લેતા રંગનાં કાંટા હોય છે. પાંદડાં લાંબાં તથા કોર ઉપર કપાએલાં હોઇ તેના ઉપર પણ કાંટા હોય છે. ફુલ ફીકાં કે ઘેરા જાંબુડા રંગનાં અને ફળો ॥ થી ાા ઇંચિ વ્યાસનાં હોઇ લીલાં હોય ત્યારે ધોળા પટાઓ-યુક્ત હોઇ, પાકે છે ત્યારે પીળા રંગનાં થઇ જાય છે. આ વનસ્પતિ દરેક સ્થળે પ્રસિદ્ધ છે.

ગુણ ધર્મ અને ઉપયોગ—આ વનસ્પતિ કફને ટાળવામાં અત્યંત વખાણાય છે. અને તેથી કફ, શરદી સાથેનો કફ જ્વર, દમ, છાતીનું શૂળ વિગેરેમાં અત્યંત વપરાય છે. જ્યારે છાતીમાં કફ ભરેલો હોય છે ત્યારે ભોંયરીંગણીનો ઊકાળો લેવાથી તે બહાર નીકળી જાય છે, તેમજ એનાં ફળોના ઊકાળામાં આઠ વાલ શેકેલી હિંગ અને તે-ટલોજ સિંધવ નાંખીને પાવાથી સખ્ત દમ પણ બેસી જાય છે. વળી તેમાં જ્વરઘ્ન અને મુત્રલ ગુણ પણ રહેલો છે અને તેથી તાવ-માંથી ઊત્પન્ન થયેલું સોજા સાથેનું જળોદર, લીવર અને બરોળનો વધારો, મૂત્રકૃચ્છ, મૂત્રાઘાત અને મૂત્રાશયની પથરીને પણ દુર કરે છે, આ કાર્યને માટે તેની વિવિધ બનાવટો વપરાય છે. તો પણ મુખ્ય બનાવટો નીચે મુજબ છે.

**કંટકારી અવલેહ**—ભોંયરીંગણીનાં મૂળ સાડાબાર શેર લેઇ બારીક ટુકડા કરીને તેઓને ખાંડી ખોખરાં કર્યાં પછી ચોસઠ શેર પાણી સાથે ઊકાળતાં જ્યારે સોળશેર પાણી બાકી રહે ત્યારે ઊતારી ગળી લેઇ ફરીથી ઊકાળતાં જ્યારે છ શેર પાણી રહે ત્યારે તેમાં અઢીશેર સાકર, અને એક શેર ઘી નાંખી મંદાગ્નિથી ઊકાળતાં

ચાસણી તૈયાર થઇ ચાટવા જેવો કઠીણ અવલેહ તૈયાર થાય ત્યારે નીચે ઊતારી ઠંડુ થયે તેમાં ગળો, ચવક, ચીત્રાનાં મૂળ, નાગરમોથ, કાકડાશીંગી, લીંડીપીંપર, કાળાં મરીઆં, સુંઠ, જવાસા, ભારંગ મૂળ, રાસ્ના અને ષડકચુરો એ દરેકનું ચૂર્ણ પાંચ, પાંચ તોલા ઉમેરવું અને તે સારી પેઠે ઠંડુ થયા પછી બીજા દિવસે એક શેર મધ તથા વીશ તોલા વાંસકપુર અને તેટલીજ લીંડીપીપરનું ચૂર્ણ ઉમેરવું. આ અવલેહ દરરોજ સવારે તથા સાંઝના ૦ાા થી બે તોલા જેટલો ચાટવાથી શ્વાસ, ખાંસી અને હેડકીનું દરદ નાબુદ થાય છે.

ભૃગુ હરીતકી—ચારસો તોલા ભોંય રીંગણીના પંચાંગને ૧૦૨૪ તોલા પાણી સાથે ઊકાળતાં જ્યારે ૨૫૬ તોલા પાણી બાકી રહે ત્યારે ગળી લેઇ તેમાં ચારસો તોલા ગોળ અને એકસો સારી ઊંચી જાતની મોટી હરડેનું ચૂર્ણ નાખીને પકાવતાં જ્યારે ચાટવા જેવી પાકની ચાસણી તૈયાર થાય ત્યારે તેમાં સુંઠ, મરીઆં અને લીંડીપીંપર એ દરેકનું ચૂર્ણ ચાર, ચાર રૂા. ભાર અને તજ, તમાલ પત્ર તથા એલચી એ દરેકનું ચૂર્ણ પેણો, પોણો તોલો ઉમેરવું, તેમજ બીજા દિવસે જુનું મધ ચોવીશ તોલા મેળવવું. આ અવલેહ પણ દરરોજ સવાર, સાંઝ ૦ાા થી બે તોલા જેટલો લેઇ ચાટવાથી તમામ જાતની ખાંસી અને દમના દરદમાં બહુજ ઊત્તમ અસર કરે છે એટલુંજ નહિ પરંતુ એના સેવનથી જઠરાગ્નિની મંદતા, કમળો, કલેજાનો વધારો, ગોળો, હેડકી, અર્શ, બરોળની વૃદ્ધિ, આફરો, મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ વિગેરે દરદો પણ દુર થાય છે.

અત્યાર સુધી તો આ વનસ્પતિના વૈધક શાસ્ત્રમાં બતાવેલા

ગુણ દોષોની વાત થઇ, પરંતુ હવે તેના જડીબુટ્ટી તરીકે અનુભવમાં આવેલા ગુણોનો વિચાર કરીએ.

**દાઢ દુઃખવાનો અકસીર ઉપાય**—દાંતનું ઘણું સખ્ત શૂળ કે જે અફીણ, તજનું તેલ, કપુર, હિંગ કે એવાંજ બીજાં ઔષધોથી નથી બેસતું તે ફક્ત એકજ વખત ભોંયરીંગણીનાં બીજનો ધૂમાડો લેવાથી બેસી જાય છે. આ ધૂમાડો લેવાની રીત એવી છે કે એક કોડીઆમાં દેવતાના અંગારા ભરી તેમાં ભોંયરીંગણીનાં બીજ નાંખ્યા પછી તેના ઉપર એક ઘડો ઊંધો વાળવો અને તેનું તળીયું કે જે ઉપરની બાજુ રહેશે તેમાં એક કાણું પાડી તેની અંદર એરંડાનું ભુંગળું અથવા તો કોઇ બીજી જાતની નળી રાખી તે મારફતે તેનો ધૂમાડો જે દાંતમાં કોતર પડયું હોય અગર જે દાંત દુખતા હોય તે ભાગ ઉપર લેવો.

**અગ્નિમાંદ્ય અને પિત્તવિકાર ઉપર**—આ ઔષધિમાં વળી જઠરાગ્નિ વધારવાનો અને પિત્તને નાબુદ કરવાનો ગુણ સમાએલો છે એવું પણ અનુભવમાં આવ્યું છે, અને આ કામ માટે તે એવી રીતે વપરાય છે કેઃ—

એનાં સારાં પાકેલાં ફળો લાવી તેમાંથી બીજ કાઢી નાંખી બાકી રહેલાં ફોતરાંને સિંધાલુણ નાંખેલી છાશમાં ભીંજવી સૂર્યના તાપે સૂકવવાં. ત્યાર પછી દરરોજ રાત્રિએ સિંધાલુણ નાંખેલી છાશમાં તેઓને ભીંજવી રાખવાં અને દિવસના સૂકવવા. આ પ્રમાણે સાત દિવસ કર્યા પછી તેઓને ઘીમાં શેકીને દરરોજ સવાર, સાંઝ બે તોલા જેટલાં ખાવાં.

---

# ભાંગરો.

સં. ભૃંગરાજ, માર્કવ. કેશરાજ, હિં. ભંગરા, મ. માક્ા, અં. ભીમરાજ લા. Eclipta Alba.

વિવરણ—ભાંગરાના છોડવા ચોમાસે ઘણા જોવામાં આવે છે, તેમજ તે ભીનાશવાળી જગ્યાએ બારે માસ પણ હોય છે. એના છોડવા ૦ાા થી બે ફીટ જેટલા લાંબા થતા હોય તેઓ પૈકી કેટલા એક ઊભા વધે છે, પરંતુ બાકીના ઘણા ખરા જમીન ઉપર પથરાએલાજ હોય છે. એની શાખાઓ ચળકતી, લીલી, કાળી કે જાબુંડી છાયા લેતી હોઈ તેની ઉપર સફેદ રંગની સખ્ત વાળની રૂછાળ હોય છે. પાંદડાં એકથી ત્રણ ઇંચ લાંબાં અને ૦ાા થી એક ઇંચ પહોળાં હોય તેઓને ચોળવાથી તેમાંથી કાળાશ લેતો લીલો રંગ નીકળે છે જે થોડાજ સમયમાં કાળો પડી જાય છે. એનાં ફુલો ધોળા રંગનાં ઝીણાં અને ફળો કાળાં હોય છે. આ પ્રસિદ્ધ વનસ્પતિ છે.

કેટલાએક ગ્રંથકારો ધોળાં, પીળાં અને કાળાં ફુલવાળો એમ ત્રણ જાતનો ભાંગરો થાય છે, જેમાં ધોળી જાતને કેશરાજ કહે છે અને કાળી જાતનેજ ખરો ભાંગરો માની તેમાંજ રસાયન ગુણો રહેલા છે એમ માને છે, પરંતુ કાળાં ફુલવાળો ભાંગરો આજ સુધી કોઇ પણ સ્થળે જોવામાં આવ્યો નથી માત્ર તે બદરી નારાયણની પેલી તરફ કૈલાસ પર્વતની તળેટીમાં થાય છે એવું યોગી મહાત્માઓના મુખથી સાંભળવામાં આવે છે. કેટલાએક તો વળી કહે છે કે ખરી રીતે જોતાં તો ભાંગરાની કાળી જાત પૃથ્વી ઉપર હયાત છેજ નહિ, પરંતુ ધોળાં ફુલોવાળા ભાંગરાની સફેદ પાંખડીઓ ખરી ગયા

પછી તેનો જે નીલ કે કાળા રંગનો ભાગ રહે છે તેનેજ લોકો કાળો કુલો સમજીને ધોળાને બદલે કાળી જાતનો ભાંગરો સમજે છે. આ પ્રમાણે વનસ્પતિ વેત્તાઓમાં ચાલતા મતભેદનો નિર્ણય હજુ સુધી થયો નથી, અને તેથી વૈદ્યો દરેક કાર્યમાં ધોળા ભાંગરાનેજ ઉપયોગમાં લે છે. ભાંગરો જળની સમીપ થતો હોવાથી કેટલાએક તેને જળ ભાંગરાના નામથી પણ ઓળખે છે. પ્રાચિન વૈદક ગ્રંથોમાં ભાંગરાને કફ, વાયુ, કૃમિ, દમ, ઉધરસ, સોજા, પાંડુ, કોઢ, નેત્રરોગ, શિરો રોગ, વધરાવળ, ખરજ વિગેરેને નાબુદ કરનારો માનવામાં આવ્યો છે, તો પણ હાલતા શોધકોના અભિપ્રાય પ્રમાણે તેમાં ઇંગ્રેજી ઔષધ "ટેરેકસેકમ" ની માફક પિત્તની શુદ્ધિ કરનાર, કેશને વધારનાર અને આયુષ્યને લંબાવનારા ગુણો મુખ્યપણે રહેલા છે. એમ અનુભવમાં આવ્યું છે. આ કાર્યોના માટે જો કે તેની વિવિધ બનાવટો વપરાય છે તોપણ તેઓમાં નીચેની મુખ્ય છે.

રસ મંડુર—શુદ્ધ ગંધક આઠ તોલા અને બે તોલા શુદ્ધ પારો લેઇ ખરલમાં નાંખી તેઓને એક આખો દિવસ સારી પેઠે ખરલ કરી પછી એક લોઢાની કઢાઇમાં નાંખી તેમાં હરડેનું ચૂર્ણ સોળ તોલા, આઠ તોલા મંડુર ભસ્મ અને એકસો અઠ્ઠાવીશ તોલા ભાંગરાનો રસ નાંખી લોઢાના દસ્તાથી ઘુંટતાં જ્યારે રસનો ભાગ સુકાઇ જાય ત્યારે વાસણમાંથી કાઢી લેઇ એક કાચની બરણીમાં કે ઘીથી રીઢા થએલા માટીના વાસણમાં ભરી રાખવું.

દરરોજ સવાર, સાંઝ આ ઔષધ ચારથી છ વાલ જેટલું લેઇ ના તોલો ઘી અને ૦ા તોલો મધ સાથે મેળવીને ચાટવું અને તેના

ઉપર કેવળ દુધ ભાતનોજ ખોરાક રાખવો જેથી પિત્તની શુદ્ધી થઇ જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને જમ્યા પછી આવતું શૂળ, અમ્લપિત્ત, જમ્યા પછી થતી ખાટી ઉલટી, ખાટા ધચરકા, છાતીની બળત્રા, બરોળ, ભયંકર કમળો, લીવરનો વધારો વિગેરે દરદો નાબુદ થાય છે.

**ભૃંગરાજ તેલ**—જળભાંગરાનો રસ સોળશેર, ત્રિફળાં એટલે હરડે, બહેડાં તથા આમળાંને સરખા વજને લેઈ ચારગણા પાણી સાથે ઉકાળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લીધેલો પાણીનો ઉકાળો આઠશેર, ગાયનું દુધ આઠશેર, તલનું તેલ આઠશેર અને કમળની નાળ, કમળની જડ, મજીઠ, સુરમો, ગળો, કમળકાકડી, પદ્મકચુરો, નાગરમોથ, સાટોડીનાં મૂળ, હરડે બહેડાં, આમળાં, ભાંગરાનાં મૂળ, ચણોઠીનાં બીજ, નાગકેસર, લોઢાના કાટોડા, આંબાની ગોઠલી, અનંતમૂળ, ધડીંલા, ઉપલેટ, જેઠીમધ, કંટાસ-ળીઓ, દેવદાર, પદ્મક, વીરણનાવાળા, રતાંજળી, તમાલપત્ર, મેંદીનાં બીજ, વરીઆળી, સતાવરી, વડની વડવાઇ, ગોરોચન, મોરથુથુ, ઇંદ્રિ-વારણીનાં બીજ, કેવડો, જટામાંસી, કમળનાં ફુલ, જાસુંદીનાં ફુલ, બહેડાંનાં બીજ, રાસ્નામૂળ, ગેરૂ, દારૂહળદર, રસાંજન, પોયણાં, આ-સંધ, વિદારીકંદ, ડોડી, લાખ, રતાંજળી, કેળનો કંદ, અગર, લોદ્રર, હાથી દાંતને બાળીને કરવામાં આવેલી રાખ એ દરેક ચીજ ચાર, ચાર તોલા લેઇ ખાંડી ચૂર્ણ કરી પછી પાણી સાથે ખુબ ઘુંટીને બનાવેલી લુગદી એ બધાંને એક લોઢાની કઢાઇમાં નાંખીને ધીમા તાપથી ઉકાળતાં જ્યારે રસનો ભાગ બળી જઇને તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારીને ગળી લેવું.

આજકાલ બજારમાં વિધવિધ મોહક નામવાળાં પરંતુ પરીણામે નુકશાન કરનારાં જે અનેક જાતનાં "હેઅર ઑઇલો" વપરાય છે, તેઓના કરતાં આ તેલને જો દરરોજ માથામાં નાંખવાનો અભ્યાસ રાખવામાં આવે તો માથાની ખરજ, ખોડો, ઊંદરી, ટાલ વિગેરે દરદો દુર થાય છે એટલુંજ નહિ પરંતુ અકાળે ધોળા થઇ ગયેલા વાળ પુનઃ કાળા થાય છે, વાળનાં મૂળ મજબુત થવાથી ખરી જતા વાળ અટકે છે, કેશનો રંગ કાળા ભ્રમર જેવો ચળકતો સુશોભિત થાય છે, ટુંકા થઇ ગયેલા વાળ અત્યંત વૃદ્ધિ પામે છે, ટાલની જગ્યાએ પુનઃ કેશની ઉત્પત્તિ થાય છે, મગજ અને આંખની ગરમી દુર થાય છે, દૃષ્ટિનું તેજ અને મગજની કાર્ય કરવાની ઉત્સાહશકિત વધે છે અને બીજા પણ અનેક ફાયદા દૃષ્ટિગોચર થાય છે.

**ભૃંગરાજ રસાયન**—તાજા ભાંગરાને વાટીને કાઢવામાં આવેલો સ્વરસ દરરોજ પ્રાતઃકાળમાં એક રૂ. ભાર પીવો અને ખોરાકમાં માત્ર દુધ પીનેજ રહેવું. એ પ્રમાણે એક મહીનો એ રસનું સેવન કરવાથી શરીર નિરોગી થાય છે, અને બળ, કાન્તી, વિગેરેમાં વધારો થઇ આયુષ્ય લંબાય છે એમ અનેક પ્રાચિન વૈદ્યોનું કહેવું છે.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—સોઢાના કે બીજાં વાસણમાં બકરીનું દુધ અને ભાંગરાનો રસ એ બે ચીજો સરખા ભાગે નાંખી સૂર્યના તાપે ગરમ કરી નાકવાટે સુંઘવાથી આધાશીશીનુ દરદ નાબુદ થાય છે.

**વીંછીના ઝેરનો અકસીર ઉપાય**—આ ઔષધ વળી વીંછીના દરદ માટે એક અકસીર ઇલાજ છે એવું આજકાલના શોધકોના

અનુભવમાં આવ્યું છે અને તેથી તેના સબંધિ લખતાં ઇન્ડીયન રેમેન્ટસ એન્ડ ડ્રગ્સના કર્તા જણાવે છે કે–:

The leaves form an excellent remedy for scorpion stings, they are bruised and rubbed on the painful and inflamed part around the bite and then lightly applied to the wound it self; by so doing they are said to draw forth all the poison from the wound.

ભાંગરાનાં પાંદડાં એ વીંછીના ડંખ માટે એક અતિ ઉત્તમ ઇલાજ છે, અને તે એવી રીતે વપરાય છે કે પાંદડાંને સારી પેઠે કચરીને ડંખના લીધે જેટલા ભાગમાં સોજો આવ્યો હોય અગર તો પીડા થતી હોય ત્યાં સુધી ઘસવામાં આવે છે. આ રીતે ઘસવાથી આજુબાજુના ભાગમાંથી વેદના શમી જઇને માત્ર ડંખમાંજ પીડા રહે ત્યારે આ ઔષધિને ડંખ ઉપર પણ સારી પેઠે ઘસવામાં આવે છે અને તેમ કરવાથી ડંખમાંથી પણ બધુ ઝેર નીકળી જાય છે તેમ કહેવાય છે.

---

## મમીરો.

હિં. મમીરા. તીતા. લા. Coptis Teeta.

(વિવરણ–આ વનસ્પતિની નર અને માદા એવી બે જાતો થાય છે, તેમાં નર જાતીને મમીરાના નામથી અને માદાને મમીરોના નામથી ઓળખવામાં આવે છે, આ બે પૈકી એકે જાત ગુજરાત, કાઠીયાવાડ કે દક્ષિણમાં થતી નથી, પરંતુ મમીરા ( છોડવા અ.સા.

મથી પૂર્વે મશ્મીના પહાડોમાં અને મમીરીના છોડવા આખા શમશીતોષ્ણ હિમાલયમાં એટલે બદરીનારાયણ, નેપાળ, ભૂતાન વિગેરે સ્થળોએ ઉગે છે. આ બન્ને વનસ્પતિઓ જો કે એકજ એટલે અતિવિષ, વછનાગ અને મોરવેલના વર્ગની ઔષધિઓ છે તોપણ તેઓના ગુણુમાં ભેદ હોવાથી આપણે તેઓનું પૃથક્ પૃથક્ વર્ણન કરીશું.

મમીરાના છોડવા ન્હાના, ડાંડી વગરના અને બહુ વર્ષાયુ અનેક મૂળીવાળા થતા હોઈ તેઓ શેવાળથી આચ્છાદિત થયેલાં વૃક્ષોનાં થડો પાસેની જમીન ઉપર ઉગે છે, એનાં મૂળીઆં શેવાળથી ગીચ ઢંકાએલાં હોઇ તે સોનેરી પીળા રંગનાં, કઠીણ રેસાઓવાળાં અને સ્વાદમાં કડવાં હોય છે. દરેક મુળ ઉપરથી એક ચારેક ઇંચ લાંબી સળી નીકળે છે તેના ઉપર ગાજર કે ધાણાની માફક કતરાયેલાં ત્રણ સ્થળે વિભાગિત લીસાં પાન હોય છે. પાંદડાના આ દરેક વિભાગો બેથી ત્રણ ઇંચ લાંબા, ભાલાના જેવી આકૃતિના અને બહુ વિભાગિત હોઇ અંદર ખંચાતા હોય છે, એના છોડવામાં પાન જેટલી લાંબી પુષ્પ ધારણ કરનારી સળી નીકળે છે અને તેના ઉપર સફેદ રંગનાં ન્હાનાં ફુલો આવે છે. એનાં ફળો ન્હાની શીંગો જેવાં અને ઘણાં સુક્ષ્મ બીજવાળાં હોય છે. બીજ ઉપર કાળા રંગનું અને બટકણું કવચ હોય છે.

કુપર સાહેબ કહે છે કે:—મમીરાનાં મૂળીઆં મીસ્મી લોકો ચોમાસાની આખરે ભેળાં કરે છે અને તે વાંસના સુંડલામાં ભરીને સાદીઆમાં લાવે છે, ત્યાં આસામી તથા બંગાલી વેપારીઓ ઘણી આતુરતાથી ખરીદ કરી લે છે.

મમીરીના છોડવા મમીરા કરતાં મોટા એટલે ચારથી આઠ ફીટ

ઊંચા વધે છે. એનાં પાંદડાં પણ જો કે વિભાગિત હોય છે, પરંતુ એ વિભાગો મમીરાનાં પાંદડાં કરતાં ન્હાના એટલે ¾થી¾ ઇંચ અથવા તો વધારેમાં વધારે એક ઇંચ લાંબા હોય છે અને તેનો આકાર ગોળાઇ લેતો હોય છે. ફુલો ધારણ કરનારી સળી પણ આ વનસ્પતિમાં ઘણા ફાંટાંઓવાળી આવતી હોઈ તેના ઉપર ધોળાશ લેતા ફીકાલીલા રંગનાં અથવા તો જરા જાંબુડી છાયા લેતાં ફુલો આવે છે. ફળો શીંગો જેવાં, ન્હાનાં અને લંબગોળ હોય છે અને મૂળીઆંનો રંગ પીળો હોય છે.

એનાં મૂળીઆંની મમીરીને નામે જો કે કમાંઊથી નિકાશ થાય છે, તોપણ આગળ જતાં બીજા વેપારીઓ તેને મમીરાના નામે વેચે છે અથવા તો મમીરાનાં મૂળીઆમાં ભેળસેળ કરે છે. આ સિવાય બીજી પણ થોડીએક એવી વનસ્પતિઓ છે કે જેઓનાં મૂળીયા મમીરીનાં મૂળીઆંને મળતા આકારનાં થતાં હોવાથી મમીરાને નામે બજારમાં વેચવામાં આવે છે. પરંતુ મમીરીમાં પણ મમીરાના જેટલો ગુણ નથી તો પછી આવાં જાત. મૂળીઆમાં તો હોયજ કયાંથી?

મમીરાના ગુણદોષ અને ખરા ખોટા માલની પરીક્ષા વિષે લોકોમાં વિધવિધ વાતો ચાલે છે. કોઇ કોઈ કહે છે કેઃ—કાગડાના પીંછા ઉપર પાણીનું ટીપું મુકી મમીરાની જડ ઘસવાથી જો તે પીંછું ધોળું થઇ જાય તો મમીરો સાચો છે એમ સમજવું, ત્યારે બીજાઓ કહે છે કેઃ—ગળીથી રંગેલા કપડા ઉપર જરા પાણી ચોપડી પછી તેના ઉપર એ મૂળીયું ઘસવાથી જો ગળીનો રંગ નાશ પામીને તે કપડું સફેદ થઇ જાય તો મમીરો ખરો સમજવો.

જો કે લોકોની આવી માનિનતા છે, પરંતુ તે ઉપરથી કંઇ મમીરાની ચોકસ પરીક્ષા થઇ શકે નહિ, કેમકે ગમે તે જાતનાં મૂ-

ળીઆને નાઇટ્રીક એસિડ એટલે સુરાખારના તેજાબ વિગેરેનો પટ દીધેલો હોય તો તેના લીધે પણ આવી કાળી ચીજો ધોળી થઇ શકે છે અને તેથી ઘણાખરા લુચ્ચાવેપારીઓ ખરા મમીરાને નામે આવી ચીજો આપી આપણને ઠગે તો તેમાં કંઇ આશ્ચર્ય પણ નથી.

મમીરાની પરીક્ષા માટે જેમ વિધવિધ વાતો ચાલે છે, તેમ તેના ગુણદોષો માટે પણ અનેક ગપ્પાં ચાલે છે. ઘણાખરા વૈદ્યોનું એવુ માનવું છે કે તે દરેક જાતનાં આંખનાં દરદોના માટે ચોક્કસ ઇલાજ છે અને તેથી જો ખરો મમીરો હાથ આવે તો કોઇને પણ અંધાપો ભોગવવાનું કંઇપણ કારણ રહે નહિ. આ વાતમાં કેટલું સત્ય છે તેનો અનુભવ તો જો કે અમને આવ્યો નથી પરંતુ અનેક સાધુ, સંતમહાત્માઓના મુખથી સાંભળ્યું છે કે તે ઝામરવાના માટે અકસીર ઇલાજ છે, અને તેને આંખમાં આંજવાથી સઘળો દોષ બહાર ખેંચાઇ આવીને આરામ થાય છે. વળી સિદ્ધોષધિ સંગ્રહ નામના એક પ્રાચિનગ્રંથમાં પણ વાંચવામાં આવ્યું છે કેઃ—ઉત્તમ સુરમો, ભીમસેની કપુર, કેસર, વગેરે વીંધેલાં મોતી અને કલખાપરીયું એ સરખા ભાગે લેઇ તે બધાંની બરાબર મમીરો મેળવી ખરલમાં નાંખી સાત દિવસ સુધી ઘોળી સાટોડીના રસમાં ખરલ કરીને રાખી મુકવું આ ઔષધિનું આંખમાં અંજન કરવાથી દરેક જાતનાં આંખનાં દરદો દુર થાય છે.

આ પ્રમાણે મમીરાની પરિક્ષા અને તેના ગુણદોષ બદલ વિવિધ વાદવિવાદ ચાલે છે અને તેથી તેમાં સત્ય શું છે ? તે બદલ અનુભવી વિદ્વાનો તરફથી નિર્ણય થવાની જરૂર છે.

---

## રૂદ્રાક્ષ.

**સં**. રૂદ્રાક્ષ, ભૂતનાશન, **હિં**. રૂદ્રાક્ષ, **મ**. રૂદ્રાક્ષ, **બં**. રૂદ્રાક્ષ, **લા**. ઇલ્યોકાર્પસ ગેનીટ્રસ.

**વિવરણ**—રૂદ્રાક્ષનાં વૃક્ષો ઘણું કરીને આ દેશમાં નહિ, પરંતુ હિમાલયની તળેટીમાં એટલે નેપાળ ભૂતાન તરફ થાય છે, પરંતુ તમામ આચાર્યો, શિવ ઉપાસકો તેમજ સાધુ સંતો તેનાં બીજ કે જે રૂદ્રાક્ષના નામથી ઓળખાય છે તેની માળા બનાવી ધારણ કરતા હોવાથી દરેક સ્થળે પ્રસિદ્ધ છે.

**ગુણદોશ અને ઉપયોગ**—રૂદ્રાક્ષ ખાટી, ગરમ, વાયુને હરનાર, કફને ટાળનાર, માથાનાં દરદોને શમાવનાર તથા ભૂત અને ગ્રહ પીડાને દૂર કરનાર છે એમ નિઘંટોમાં જણાવવામાં આવ્યું છે, પરંતુ એ શિવાય જડીબુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારાઓને તેના જે અમુલ્ય ગુણો અનુભવમાં આવ્યા છે તે નીચે મજબ છે.

કોલેરાના ઉપદ્રવવાળી રૂતુમાં જેમ ત્રાંબાની ચકતીઓ ધારણ કરી રાખવાથી કોલેરા લાગુ પડવાની ધાસ્તી રહેતી નથી, પપીતા ધારણ કરવાથી જેમ પ્લેગથી મુક્ત રહી શકાય છે, તેવીજ રીતે ઓરી, અછબડા કે બળીઆનો ઉપદ્રવ ચાલતો હોય તેવા સમયમાં રૂદ્રાક્ષ ધારણ કરવાથી તે દરદો લાગુ પડી શકતાં નથી એ વાત અનુભવસિદ્ધ છે, અને તેથી જો ત્રાંબાના વાળામાં પપીતા અને રૂદ્રાક્ષ પરોવીને તૈયાર કરવામાં આવી હોય એવી એક માળા દરરોજ ગળે પહેરી રાખવામાં આવે તો કોલેરા, પ્લેગ, તેમજ ઓરી, અછબડા,

બળીઆ વિગેરે પ્રાણઘાતક દુષ્ટ રોગોના પંઝામાં સપડાવાની વિશેષ ધાસ્તી રહેતી નથી. એ કંઇ આર્ય વૈદકની જેવી તેવી શોધ, જેવો તેવો ઉપકાર કહેવાય નહિ.

કેટલાએક ડૉક્ટરોનું એવું માનવું છે કે:—આપણા શરીરમાં જે વીજળી રહેલી છે તેનું પ્રમાણ ઓછું થવાથીજ રોગ થાય છે, ત્યારે યોગીઓ કહે છે કે શરીરમાંથી પ્રાણતત્વ ઓછું થવાથીજ રોગ થાય છે. રૂદ્રાક્ષ, તુળસી વિગેરેની માળાઓ ધારણ કરી રાખવાથી આ વીજળી કહો કે પ્રાણતત્વ કહો તે નિયમમાં આવે છે અને તેથી શારીરિક તેમજ ઉન્માદ, અપસ્માર વિગેરે ભૂત, પ્રેત કે ગ્રહ પીડાથી ઉત્પન્ન થતાં દરદો અટકે છે.

આ સિવાય વળી આ ઔષધમાં એક અમૂલ્ય ગુણ એ જોવામાં આવ્યો છે કે:—બાળકોની છાતીમાં કફ સજ્જડ ચોંટી બેઠો હોય અને તેની સાથે વળી આંચકી કે ખેંચતાણ લાગુ પડવાથી જીવવાની આશા છોડી હોય તેવા સમયમાં પણ દર પાંચ પાંચ, દશ મિનિટના અંતરે રૂદ્રાક્ષના બે, ત્રણ મણકા લેઇ ઝીણા વાટીને ૦॥ તોલા મધ સાથે ખૂબ ખરલ કરીને તે બાળકની માતાના ધાવણમાં મેળવીને પાવાથી ઉલટી વાટે છાતીમાંથી બધો ચીકણો કફ નીકળી જઇ એક કલાકની અંદર આરામ થાય છે.

---

# રોઝનાં લીંડાં.

વિવરણ—રોઝ એ ગાયના જેવું ચોપગુ પ્રાણી થતું હોઈ સર્વત્ર પ્રસિદ્ધ હોવાથી વિશેષ વર્ણનની જરૂર નથી.

ગુણ દોષ અને ઉપયોગ—આર્ય વૈદ્યોમાં ઔષધ તરીકે આ પશુનાં કોઇપણ અંગ, પ્રત્યંગનો કે મળ મૂત્રનો ઉપયોગ થતો હોય તેમ જણાતું નથી, પરંતુ જડી બુટ્ટીઓ સબંધિ શોધ ખોળ કરનારાઓને તેના મળમાં એટલે લીંડાંમાં નીચેનો અદ્‌ભુત ગુણ માલુમ પડયો છે.

ઘણી ખરી સ્ત્રીઓને શરીરમાં રતવા કે ઉપદંશની ગરમીની અસર હોય છે જેના લીધે તેઓને ગર્ભ રહેતો નથી. અગર જો રહે છે તો થોડાજ મહીનાઓમાં ગર્ભસ્રાવ થઇ જાય છે, અથવા તો બાળક જન્મીને મરી જાય છે. આવી સ્ત્રીઓ પૈકી જેઓને ગર્ભ ન રહેતો હોય તેવી સ્ત્રીઓ રોઝનાં લીલાં કે સુકાં તાજાં લીંડાં દરરોજ ત્રણથી ચાર જેટલાં લેઇ ચોવીશ કલાક સુધી ૦। શેર પાણીમાં ભીંજવી રાખ્યા પછી બીજે દહાડે સવારના એ લીંડાંને તેજ પાણી સાથે વાટીને પછી પાણીને કપડાવડે ગાળી લેઇને તેમાં સાકર નાંખીને પીએ અને ખાટા, ખારા, તીખા ખોરાકનો ત્યાગ કરે તો બે, ત્રણ મહીનાઓની અંદર તેમના શરીરમાંથી ગરમી અને રતવાની અસર દુર થઇને ગર્ભાશય ગર્ભ ધારણ કરવાને યોગ્ય થાય છે. જે સ્ત્રીને ગર્ભ રહ્યા પછી અધુરે ગર્ભસ્રાવ થઇ જતો હોય તે સ્ત્રીએ આ લીડાંનો ઉપયોગ કરવાની રીત એવી છે કેઃ—ગર્ભ

રહ્યાની ખાત્રી થાય ત્યારથી એટલે બીજા મહીનાથીજ દર મહીના-ની શરૂઆતમાં ત્રણ દિવસ સુધી આ લીંડાં ઉપર બતાવ્યા મુજબ રીતથી પીવાં અને નવ માસ પુરા થાય ત્યાં સુધી એ ક્રમ ચાલુ રાખવો. વળી ચોથો મહીનો શરૂ થાય ત્યારથી એ ઉપરાંત બીજા એક ઓષધનું સેવન પણ ચાલું રાખવું, એ ઔષધ એ છે કે દરરોજ સવારના એક રૂા. ભાર જીરાનું ચૂર્ણ લેઇને તેમાં તેટલીજ સાકર તથા ઘી મેળવીને ચાટી જવું, જીરૂં દરેક મહીને ખાવાનું નથી, પરંતુ ચોથા માસની શરૂઆતથી દરરોજ ચાલુ કરવું અને તે પાંચમા મા-સની આખર સુધી જારી રાખવું.

આ ઔષધ અમે ઉપર કહેલાં દરદોથી પીડાતી વીશેક સ્ત્રીઓને આપી તેનો અનભવ લેતાં સંતોષકારક પરીણામ આવ્યું છે, અને તેથી તેનો ઉપયોગ કરવા દરેક સુજ્ઞ જનોને ભલામણ કરીએ છીએ.

---

## રોહીડો.

સં. રોહિતક, પ્લીહાઘાતી, દાડિમ પુષ્પ સંજ્ઞક હિ. રોહેડા, મ. રોહિડા બ. રોડા. રચના, હરિણહાડા, પિત્તરાજ લા. Amoora Rohituka, Ander sonia Rohituka.

વિવરણ—રોહિડો કે જે કેટલીએક સ્થળોએ રગત રોહિડાના નામથી પણ ઓળખાય છે તેનાં વૃક્ષો દશથી વીશફુટ ઊંચાં થાય છે. એનાં પાંદડાંનો આકાર દાડમડીનાં પાંદડાંને મળતો હોય છે એટલુંજ નહિ પરંતુ ફુલો પણ દાડમડીનાં ફૂલોને મળતાંજ આવે છે. આ ઝાડો સર્વે સ્થળે પ્રસિદ્ધ છે જેથી વિશેષ વિવેચનની જરૂર નથી.

**ગુણ દોષ અને ઉપયોગ**—આ ઓષધિમાં રક્તશોધક, રક્તપૌષ્ટિક વાતહર, ક્ષયઘ્ન તથા સારક ગુણો રહેલા છે અને તેથી તે બરોળ અને યકૃતનો વધારો, ગોળો, ઊદરરોગ, કૃમિ, ગડ, ગુમડ, મેદ, શૂળ, આફરો, નેત્રરોગ, કર્ણ રોગ વિગેરેને દુર કરે છે એવું નિઘંટોમાં લખવામાં આવ્યું છે, તોપણ બરોળ અને યકૃતનો વધારો દુર કરવાનો તેમાં ખાસ ગુણ રહેલો છે એવું છેક પ્રાચીન કાળથી આજ સુધીના વૈદ્યોના અનુભવમાં આવ્યું છે, અને તેથી એવાં દરદો ઉપર તેની વિવિધ બનાવટો વપરાય છે જેઓ પૈકી નીચેના પ્રયોગો મુખ્ય છે.

**રોહિત કારિષ્ટ**—રોહિડાની અંતર છાલ ચારસો તોલા લેઈ ખાંડી ખોખરી કરીને ૪૦૯૬ તોલા પાણી સાથે ઊકાળતાં જ્યારે ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે ઊતારી ગળી લેઇ પછી તે પાણીમાં ૮૦૦ તોલા જુનો ગોળ, ચોસઠ તોલા ધાવડીના ફુલોનું ચૂર્ણ તથા સુંઠ, મરીઆં, લીંડી પીપર, ચિત્રાનાં મુળ, ચવક, તજ, તમાલપત્ર, ઇલાયચી, હરડે, બહેડાં, આમળા એ દરેકનું ચુર્ણ ચાર, ચાર તોલા નાંખી એક ચીનાઇ માટીની બરણીમાં ભરી વાસણનું મહોડું બંધ કરી એક મહીનો રાખી મુકયા પછી કપડાથી ગાળી લેઇ ઉપયોગમાં લેવું.

દરરોજ સવાર, સાંજ આ ઓષધ એકથી બે રૂ. ભાર જેટલું લેઇ ચાર ગણા પાણી સાથે મેળવીને પીવાથી બરોળ અને કાળજાનો વધારો દુર થાય છે, તેમજ અર્શ, સંગ્રહણી, પંડુ, હૃદય રોગ, ગોળો, કોઢ, સોજા, સંધિવા વિગેરેમાં પણ ફાયદો થાય છે.

રોહિતકાદિ ક્વાથ—રોહિડાની અંતર છાલ, ભોંયરીંગણીનાં મૂળ, ઊભી રીંગણીનાં મૂળ, શરપંખાનાં મૂળ, કડુ, કરીયાતું, અતિવિખની કળી અને હરડે એ ચીજો સરખા ભાગે લેઇ ખાંડી જાડો ભૂકો કરી રાખવો. દરરોજ સવારના આ ભૂકો ચાર તોલા લેઇ ચોસઠ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઊતારી ગાળી લેઇ તેમાં બે વાલ જવખાર અને તેટલુંજ લીંડી પીંપરનું ચૂર્ણ નાંખીને પીવાથી બરોળનો વધારો દુર થાય છે.

રોહિતકાદિ ચૂર્ણ—રોહિડાની અંતરછાલ, જવખાર શરપંખાનાં મૂળ, લીંડીપીંપર, દેશી કરીયાતુ, કડુ, મોથ, ખડસલીઓ, નવસાગર, અતિવિષની કળી અને સુંઠ એ ચીજો સરખા ભાગે લેઇને કરેલું ચૂર્ણ દરરોજ સવાર, સાંઝ ૦। થી ૦॥ તોલા જેટલું લેઈ તેના ઉપર ભોંયરીંગણી અને હરડે સમ ભાગે લેઇને કરેલો ઉકાળો પીવાથી કાળજાનો તેમજ બરોળનો વધારો દૂર થાય છે.

આ તો રોહિડાની વૈદકીય બનાવટોનું વર્ણન થયું. પરંતુ હવે તેના જડીબુટ્ટી તરીકે અનુભવમાં આવેલા ગુણોનો વિચાર કરીએ.

મૂઢમારનું અમૂલ્ય ઔષધ—રગત રોહિડાનાં મૂળ અને પાતળી શાખાઓની અંતરછાલનો પાણી સાથે ઉકાળો કરીને તેમાં દુધ મેળવીને પછી જેને મૂઢમાર લાગ્યો હોય અને તેના લીધે હાડકાં કચરાઇ ગયાં હોય અથવા તો લોહી બંધાઈ ગયું હોય કિંવા પડી જવાથી સખ્ત ઇજા થઈ હોય તેને પાવાથી બંધાઇ ગયેલું લોહી છુટું પડી, હાડકાંની વેદના ટળી આરામ થાય છે,

આયુર્વેદિક ગુલાબી ચાહા—રોહિડાની અંતરછાલને છાંયે

સૂકવી ખાંડી ભૂકો કરી ડબામાં ભરી રાખવો. આ ભૂકો દરરોજ સવારના ના તોલો લેઇ પાણી સાથે ઊકાળી તેમાં વીશ રૂા. ભાર દુધ તથા જોઇતી સાકર નાંખી રીતસર ચાહા તૈયાર કરવી. આ ચાહાને કેટલાએક વૈદ્યો "આયુર્વેદિક ગુલાબી ચાહા" ના નામથી ઓળખે છે અને તેનું સેવન કરવાથી જળોદર, બરોળ, અર્શ, કમળો, પાંડુ, કાળજાનો વધારો. આંતરડાંનો જુનો રોગ, સંધિવા, દમ, વિસ્ફોટક ખસ, ખુજલી વિગેરે દરદોમાં ફાયદો થાય છે. સુવાવડ પછી સ્ત્રીઓના શરીરના સાંધા ઝલાઇ જાય છે કે જે મસીયા વાતા નામથી ઓળખાય છે તે પણ દુર થાય છે, અને એ ઉપરાંત વળી કોઇપણ રોગથી શરીર તવાઇને નબળુ પડી ગયું હોય તો તે પુષ્ટ થાય છે.

---

## લક્ષ્મણા.

સં. લક્ષ્મણા, પૂત્રદા. ગર્ભદ હિં. લક્ષ્મણા, મ. લક્ષ્મણા.

વિવરણ—લક્ષ્મણા એ કઇ વનસ્પતિ છે તે સબંધિ વૈદ્યોમાં ઘણા મતભેદ ચાલે છે—કોઇ કહે છે કે ધોળી ભોંયરીંગણીનુંજ બીજું નામ લક્ષ્મણા છે. ત્યારે કોઇ કહે છે કે હનુમાન વેલો એટલે કુદડ કે ગુંઅડવેલ એજ લક્ષ્મણા છે. વળી શાલીગ્રામ નિઘંટુ ભૂષણમાં જણાવવામાં આવ્યુ છે કે:—લક્ષ્મણા ઘણી ઓછી હાથ આવે છે, એ કોઇ, કોઇ પર્વતોમાં ઉત્પન્ન થાય છે, એનાં પાંદડાં પહોળાં થાય છે અને તેના ઉપર લાલ ચંદનની માફક ટપકાં થાય છે, એના નીચેથી સફેદ રંગનો કંદ નીકળે છે.

ગુજરાતી અને હિન્દી વૈદ્યોનું જ્યારે આમ કહેવું છે ત્યારે બંગાળી વૈદ્યોનું કહેવું તેનાથી ભિન્નજ છે, કવિરાજ હરલાલ ગુપ્ત પોતાના આયુર્વેદ ભાષાભિધાન નામના ગ્રંથમાં જણાવે છે કેઃ–

લક્ષ્મણા એ એક જાતનો કંદ છે, અને તે હિમાલયના દુર્ગમ અરણ્ય પ્રદેશમાં ઉત્પન્ન થાય છે. એવું સાંભળવામાં આવ્યું છે કે લક્ષ્મણાનાં પાંદડાંઓ ઉપર રાત્રિના સમયે દીપકની માફક રોશની દેખાય છે. વળી એનાં પાંદડાં દરરોજ સૂર્યોદય થતાની સાથેજ ખરી જાય છે. અને રાત્રિએ નવાં ફુટે છે જેથી દિવસના એના ઉપર એક પણ પાંદડું રહેતું નથી. એના કંદનો આકાર પુતળીના જેવો હોઈ તેના ઉપર રાતા રંગનાં કેટલાંએક ટીપકાંઓ હોય છે; વળી એ કંદમાંથી બકરીના દુધના જેવી વાસ આવે છે. લક્ષ્મણા કંદ હાલના સમયમાં મળવો દુર્લભ છે. કોઇ કોઈ વખતે ટિબેટ અને નેપાળ તરફથી આવી જાતના કંદો જુજ પ્રમાણમાં વેચાવા માટે આવે છે પરંતુ તેના ઉપર વિશ્વાસ રાખી શકાતો નથી.

આવી રીતે લક્ષ્મણાંના સબંધમાં અનેક મત ભેદ ચાલે છે. પરંતુ તેમાં ખરી વાત શું છે તેનો વિદ્વાન્ વૈદ્યો તરફથી નિર્ણય થવો ઘટે છે. કેમકે આયુર્વેદમાં આ ઔષધિના અનેક અમુલ્ય ગુણો વર્ણવેલા છે અને તેઓમાં પણ એક દિવ્ય ગુણ તો એ કથવામાં આવ્યો છે કેઃ–

**लक्ष्मणा मधुरा शीता स्त्रीवन्ध्यत्व नाशिनो ॥**

લક્ષ્મણા મધુર અને શીતળ હોઇ સ્ત્રીઓના વાંઝીઆપણાને દુર કરે છે–વળી એમ કહેવામાં આવ્યું છે કે એનો કંદ દુધમાં

ઘસીને પીવાથી વાંઝણી સ્ત્રીઓનું ગર્ભાશય શુદ્ધ થઇ ગર્ભ રહે છે એટલુંજ નહિ, પરંતુ એના પ્રભાવથી રહેલા ગર્ભમાંથી પુત્રનોજ જન્મ થાય છે.

સંતાનોના માટે આમ તેમ ફાંફાં મારી, હજારો, જતીઓની સેવા ઉઠાવ્યા છતાં પણ નિરાશ થઇ બેઠેલી અબળાઓની પ્રજોત્પત્તિની લાલસા આવી રીતે માત્ર એક ઔષધિના અલ્પ સેવનથીજ સફળ થતી હોય તો તે આયુર્વેદનો મહિમા કંઇ જેવો તેવો ગણાય નહિ, માટે આ ઔષધિના સત્ય નિર્ણય માટે પ્રયાસ થવો ઘટે છે.

---

## લીંબડો.

સં. નિંબ, પિચુમંદ, પારીભદ્ર હિં. નીમ, નીબ, મ. નિંબ, કડુનિંબ, બં. નિમ ગાછ, લા. Melia Azadirachta.

વિવરણ—લીંબડાના વૃક્ષોથી કોઇપણ ભાગ્યેજ અજાણ્યું હશે, કેમકે તે ઘણું કરીને કુદરતી રીતે દરેક સ્થળે ઉત્પન્ન થાય છે, તેમ જ લોકોમાં એવી માનિનતા છે કે જે સ્થળે લીમડાંના વૃક્ષો વિશેષ હોય તેવા સ્થળની હવા એકદમ બગડતી નથી, તેમજ કોલેરા, મરકી, મેલેરીઆ વિગેરે દરદોનો ઉપદ્રવ એકદમ લાગુ પડતો નથી. આ માનિનતાને લેઇને તેને ઘણાં ખરાં મનુષ્યો પોતાના ઘર આગળ ખાસ વાવીને ઉછેરે પણ છે જેથી તેની ઓળખાણ આપવાને વિશેષ વર્ણન કરવાની જરૂર જણાતી નથી.

ગુણદોષ અને ઉપયોગ—લીંબડો પચવામાં હલકો, શીતળ, કડવો, ગ્રાહી, તીખો, જઠરાગ્નિને મંદ કરનાર, વ્રણને શોધનાર સોજા અને ગડ, ગુમડને પકાવનાર તથા કૃમિ, ઉલટી, વ્રણ, કફ પીત, સોજા, ઝેર, વાયુ, કોઢ, હૃદયનો દાહ, ખાંસી, તાવ, તૃષા, અરૂચિ, પ્રમેહ અને લોહી બિગાડનાં દરદોને નાશ કરનારો છે. એવું નિઘંટો-માં વર્ણવવામાં આવ્યું છે, અને તેમાં એવા ગુણો રહેલા છે એવું હાલના વૈદ્યોના અનુભવમાં પણ આવ્યું છે; જેથી ચિકિત્સકો તરફથી તેની એટલી બધી વિધવિધ બનાવટોનો ઉપયોગ થાય છે કે જો તે બધી લખવા બેસીએ તો અનેક પૃષ્ટ રોકાય, પરંતુ એમ કરવાની અનુકુળતા નહિ હોવાથી અત્રે તેની ખાસ બનાવટોનુંજ વર્ણન આપી સંતોષ માનીશું.

નિંબક્વાથ—લીંબડાનાં મૂળની અંતરછાલ એક અધોળ લેઈ છુંદી ખોખરી કરી ૬૪ તોલા પાણી સાથે ૫દર મિનિટ સુધી ઉકાળીને પછી તે પાણી ગળી લેવું. ટાઢીયા તાવમાં જ્યારે બીજી કોઇપણ દવા ફાયદો કરતી નથી ત્યારે આ ઉકાળો પાવાથી સારો ફાયદો થાય છે. વળી જેને લાંબા સમય સુધી તાવ ચાલુ રહે છે અને ક્વીનાઇન માફક આવતું નથી તેને પણ આ દવા આપવાથી સારો ફાયદો થાય છે, અને તે એવી રીતે વપરાય છે કે તાવ ચડ-વાના વખત પહેલાં દરેક ટાઇમે આ દવા ચારથી આઠતોલા જેટલી લેઇ બે, ત્રણ વખત પાવાથી થોડાજ દિવસોમાં તાવ આવતો રોકાઇ જાય છે.

નિંબસત્વ—લીંબડાની તાજી અંતરછાલને ખાંડી ખુબપાણીમાં નાંખી ચોળી મસળીને તે પાણીને ઝીણા કપડાથી ગળી લેઇ એક

વાસણમાં રહેવા દેતાં જ્યારે પાણીમાંથી સત્વનો ભાગ વાસણના તળીએ બેસે ત્યારે ધીમેથી પાણીને નીતારી નાંખી સદરહુ સત્વને છાંયે સુકાવી લઇ બાટલીમાં ભરી રાખવું.

દર ટાઇમે આ સત્વ ૫ થી ૧૦ ઘઉંભાર જેટલું લેઇ ક્વીનાઇન સાથે મેળવીને આપવાથી ક્વીનાઇનની તાવને નાબુદ કરવાની શકિતમાં વધારો થાય છે, તેમજ જેને એકલું ક્વીનાઇન માફક આવતું ન હોય તેને આ ઔષધ અકશીર ફાયદો કરે છે. વળી તાવનો પ્રબળ વેગ ઘટયા પછી ક્વીનાઇનની મેળવણી સિવાયનું આ એકલું સત્વ જો દરરોજ સવાર, સાંઝ પાંચથી પંદર ઘઉંભાર જેટલું લેઇ મધ સાથે આપવામાં આવે તો દરદીનાં શરીરમાં રહેતો જીર્ણજ્વર અને નબળાઇ તેમજ કમળાનું દરદ દુર થાય છે.

**નિંબાદી** ચૂર્ણ—લીંબડાનાં તાજાં સુકવેલાં પાંદડાં દશ તોલા અને સુંઠ, મરીઆં લીંડીપીપર, હરડે, બહેડાં, આમળાં, સિંધવ, સંચળ, વડાગરૂ મીઠું એ દરેક એક, તોલો, જવખાર બે તોલા તથા અજમો પાંચ તોલા લેઇ વસ્ત્રગાળ બારીક ચૂર્ણ કરવું.

એકાંતરીઆ, કે દરરોજનો ટાઢીયા તાવમાં આ ચૂર્ણ દિવસમાં ત્રણ વખત દરેક ટાઇમે ૦। થી ૦॥ રૂા. ભાર જેટલું આપવાથી ક્વીનાઇનની ગરજ સારે છે.

**નિંબહરિદ્રાખંડ**—લિંબડાનો રસ ૬૪ તોલા, સાકર બત્રીશ તોલા લેઇ ધીમા અગ્નિથી પકાવતાં જ્યારે કડછીએ ચોટે એવો પાક તૈયાર થાય ત્યારે તેમાં ચિત્રો, હરડે, બહેડાં, આંમળાં મોથ, કાળીજીરી, અજમો, અજમોદ, સરસવ, નગોડનાં બીજ, પાઢનાં મુળ,

અરડુસી, ખાખરાનાં બીજ, સુંઠ, મરીઆં, લીડીપીંપર, નસોતર, દાંતલીનાં મુળ, મેંદીનાં બીજ, લીંબડાનાં બીજ, બાવચી એ દરેક બે, બે તોલા, અને વાવડીંગ તથા અનંતમૂળ એ દરેક ચાર, ચાર તોલા લેઇ કરેલું ચૂર્ણ ઉમેરી કાચની બરણીમાં રાખી મુકવું.

આ ઔષધ દરરોજ સવાર, સાંઝ ॥ા થી એક રૂ. ભાર જેટલું ખાઇ ઉપર ઠંડું પાણી પીવાથી વીશે જાતના કૃમિ દુર થાય છે અને તેથી નહિ રૂઝાતાં વ્રણો, કોઢ, નાડીવ્રણ, ભગંદર, વિદ્રધિ, દાદર, ખસ, ખરજવાં વિગેરે નાબુદ થાય છે. વળી એના સેવનથી અજીર્ણ, કમળો, ગોળો અને સોજાનો વ્યાધિ ટળી જાય છે.

નાગાર્જુન સંહિતા.

બૃહત્પંચનિંબ ચૂર્ણ—લીંબડાનાં ફુલો, ફળ, છાલ, મુળ અને પંદડાં એ દરેક બે, બે તોલા અને ત્રિફળા, ( હરડે, બહેડા, આમળા ) ત્રિકટુ, સુંઠ, મરીઆં, લીડીપીંપર ) બ્રાહ્મી, ગોખરૂ, ગાયના છાણ સાથે ઉકાળી શુદ્ધ કરેલા ભીલામાં, ચિત્રાનાં મૂળ. ચાવડીંગ, અનંતમૂળ, વારાહીકંદ, લોહ ભસ્મ, દારૂહળદળ, ગરમાળો, સાકર, ઉપલેટ, ઇંદ્રજવ, અને કાળીપાદનાં મુળ એ દરેક એક, એક તોલો લેઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેને ખેરની અંતરછાલ, બીયાની છાલ અને લીંમડાની અંતરછાલ એ દરેકના ઊકાળાની સાત સાત અને ભાંગરાના રસની પાંચ ભાવનાઓ દેઇ છાંયે સુકવી બાટલીમાં ભરી રાખવું. વમન વિરેચન એટલે જુલાબ તથા ઉલટીની દવાઓથી શરીર શુદ્ધ કર્યા પછી દરરોજ સવારના તેમજ સાંઝે આ ઔષધ ॥ થી એક રૂ. ભાર જેટલું લેઇ ઘી અને મધ સાથે મેળ-

ચીને ચાટવું અને તેના ઉપર ખેર અને બીયાની અંતરછાલમાંથી બનાવેલો કવાથ પીવો, અથવા તો ચાર તોલા ગરમ પાણી પીવું અને સાત્વિક ખોરાક ખાવો.

આ ઔષધનું સેવન કરવાથી દાદર, ખસ, ખરજવાં, વિસ્ફોટક, વિગેરે દરેક જાતના કોઢ, રતવા, ભગંદર, પત, વ્રણ, નાડી વ્રણ, વિષ-વિકાર વિગેરે દરદો દુર થાય છે, તેમજ પ્લેગ, કોલેરા, શીતળા, મેલેરીઆ વિગેરેના ઉપદ્રવવાળી રૂતુમાં એના ચાલુ સેવનથી તેવાં દરદો લાગુ પડવાની ધાસ્તી રહેતી નથી.

વિવિધ દરદો ઉપર ઉપયોગમાં આવતા લીંબડાના યોગવાળા અસંખ્ય પ્રયોગોમાંથી માત્ર બે, ચારનુંજ અત્રે જે દિગ્દર્શન કરાવવામાં આવ્યું, તેના ઉપર સંતોષ માની હવે તેના જડીબુટ્ટી તરીકે અનુભવમાં આવેલા ગુણોનું વર્ણન કરીશું.

ઘા તેલ—લીંબડાનાં પાંદડાંનો રસ ચાળીશ તોલા, ચંબેલી અથવા જો તે ન મળે તો મેંદીનાં પાંદડાંનો રસ ચાળીશ તોલા, તલનું તેલ આઠશેર એટલે ૩૨૦ તોલા, ઘોડાવજ, રાળ, બોદાર, ઘાપાણની રાખ, કાગળની રાખ, બકરાનાં હાડકાની રાખ અને તેવીઓ દેવદાર એ દરેકનું ચૂર્ણ એક એક તોલો, આંબાહળદર, દીકામારી, ફુલાવેલું મોરથુથુ, સિંદુર, કપીલો એ દરેક પા, પા તોલો લેઈ પ્રથમ તેલને ગરમ કરી તેની અંદર બે ભીલામાં નાંખીને મંદાગ્નિથી કકડાવતાં જ્યારે ભીલામાનો રસ તેલમાં આવી જાય એટલે કાઢીને ફેંકી દેવાં અને પછી લીંબડાનો રસ તથા મેંદીનો રસ, દીકામારી અને આંબાહળદરનું ચૂર્ણ એ બધાં તેલમાં નાંખીને ઊકાળતાં જ્યારે રસનો

આગ બળી જઇને તેલ માત્ર બાકી રહે ત્યારે નીચે ઊતારી તેમાં રાળ, બોદાર વિગેરે બાકી રહેલી બધી ચીજોનું ચૂર્ણ નાંખી સારી પેઠે હલાવીને એ તેલને બાટલીઓમાં ભરી રાખવું, અને દરેક પ્રકાર-નાં ચાંદાં, ચાંદીઓ વિગેરે રૂઝવવાના ઉપયોગમાં લેવું.

અપસ્મારનો અનુભવિક ઉપાય—જેને દબાવતાં દુધ નીકળે એવી કાચી લીંબડાની લીંબોળીઓ લેઇને એક માટીની હાંડલીમાં ભરી તેનું મ્હોડું મજબુત રીતે બંધ કરીને જેમાં હમેંશાં કાદવ રહેતો હોય એવા પાણીના ખાડામાં તે વાસણને છ મહીનાઓ સુધી દાટી રાખવું. વાસણમાં પાણી જાય નહિ તેની સંભાળ રાખવી. આ ઉપરાંત કાળાં મરીઆં વીશેક તોલા લેઇને તેને જાડા થોરના થડમાંથી ડગળી કાઢીને તેમાં ભરવાં અને પાછી ઉપર ડગળી બેસાડી છાણ માટીથી સાંધો બંધ કરી લેવો. આ મરીઆં પણ થોરમાં છ મહીના સુધી રહેવા દેવાં. બરાબર છ મહીના થયા પછી આ બન્ને ચીજોને બહાર કાઢી જોઇતા માપમાં સરખા ભાગે લેઇને એકઠી ખરલ કરીને તેની છીંકણી બનાવી બાટલીમાં ભરી રાખવી. જ્યારે કોઇને વાઇનો વેગ આવી મ્હોડે ફીણ આવે કે બેશુદ્ધિ પ્રાપ્ત થાય ત્યારે તેને આ છીંકણી સુંઘાડવી. આ પ્રમાણે ચાર, છ વખત કરવાથી દરદીના કપાળમાં રહેલો વાઇનો કીડો નીકળી જશે અથવા તો મરી જશે અને દરદ હમેંશના માટે નાબુદ થશે. છીંકણીની અસર ઠેઠ કપાળ સુધી સારી પેઠે પહોચે એમ જોરથી સુંઘાડવી જોઇએ. અને તેમ થવાનો ઊત્તમ રસ્તો એ છે કે એક કાગળની ભુંગળી કરીને તેમાં દવા ભરી તેનો એક છેડો દરદીના નાકમાં ઘાલીને પછી બીજા મનુષ્યે જોરથી ફુંક મારવી.

**બીજો ઉપાય**—ઊંટને અપચો થાય એટલે અધો લીંબડાનો પાલો ખવડાવવાથી તે જોરમાં છીંકો ખાવા લાગશે અને એ વખતે તેના નસકોરામાંથી જમીન ઉપર કીડા ખરી પડશે. આ કીડાઓને ડબીમાં રાખી મૂકવાથી જ્યારે તેઓ મરી જાય ત્યારે તેઓનું ચૂર્ણ કરી રાખવું અને દરદીને જ્યારે વાઇ આવે ત્યારે ઉપર મુજબ વિધિથી સુંઘાડવું તેથી પણ આ દરદ નાબુદ થશે.

**અર્શનો અકસીર ઉપાય**—દરરોજ લીંબડાનાં એ
દડાં લેઇને મગનાં ફોતરાં સિવાયની ભીંજવી રાખેલી
બારીક ખરલ કરીને તેમાં કોઇપણ જાતનો મસાલો નાં
વડાં બનાવીને ઘીમાં તળીને ખાવાં. આ પ્રમાણે
સુધી ઔષધનું સેવન કરવાથી દરેક જાતના અ
ખરી જાય છે. આ ઔષધનું સેવન કરનારે
છાશ પીનેજ રહેવું, બીજું કંઇપણ ખાવું
રહી શકાય તો મીઠા મોળો ભાત અને
ખાવી. મીઠા સિવાય ન રહી શકાય

**પ્લેગનો અનુભવિક ઉ**
પડે કે તરતજ દરદીને ગામથી
જવો, અને ત્યાં જંગલમાં
માણસ રહી શકે એવડી
આ સ્થળે બીજાં મનુ
બાદ, એ મનુષ્યોએ
રહેવું અને બન
કરવી. આ

વીસ પાં-
દાળ સાથે
જ્યા સિવાય
એકવીસ દિ
ર્શ નબળા પ
ખોરાકમાં માત્ર
નહિ, અથવા જો તે
છાશ એ બે વસ્તુ
ા થોડો ઘણો સિંધવ
ાય—આ રોગ લાગુ પડ્યાને
ઓછામાં ઓછો બે માઇલ
આકડાની લીલી ડાળીઓ વડે
ઝુંપડી બનાવીને તેમાં એ દરદી
ાોએ જ, આવ કરવી નહિ, પરં
દરદીના ખોરાક, પાણી વિગેરેની
ા સુધી ઝુંપડીની બહાર રહીને સ
ઝુંપડીમાંની હવા શુદ્ધ રહેવાને માટે તેમાં

લીંબડાના તેલથી સળગાવેલો દીવો અખંડ રીતે બળતો રાખવો અને તેની પાસે લીંબડાનું એક તાજું જાડું લાકડું પણ બળતું રાખવું કે જેથી તેનો ધૂમાડો પણ દરદીના શ્વાસોશ્વાસમાં ગયાં કરે. આ ઉપરાંત દવા તરીકે દર બે, બે કલાકે ૦।। તોલો એટલે આખો દિવસ રાત થઇને પાંચ, છ તોલા લીંબડાની લીંબોળીનું તેલ ખાવું. ખોરાકમાં માત્ર મગનું ઓસામણ અને ભાત આપવો. આ પ્રમાણે તજવીજ રાખવાથી પ્લેગનું દરદ ભયંકર રીતે લાગુ પડેલું હોય તો પણ દરદી મૃત્યુના પંઝામાંથી બચી જાય છે.

**નિંબબીજ તેલ**—લીંબડાનાં બીજનાં તેલમાં ગંધક સમાએલો છે, એટલુંજ નહિ પરંતુ તેમાં ચૅાલમુગ્રા, સારસાપરેલા અને કૅાડલીવર ઑઇલના જેવા ગુણો પણ સમાએલા છે, અને તેથી આ તેલ દરરોજ સવાર, સાંઝ ૧૦થી ૧૫ ટીંપાં જેટલું લેઇને દુધમાં નાંખીને પીવામાં આવે તો ખરજ, ચુખસ, દાદર, ખરજવાં, કરોળીઆ વિગેરે દરદો નાબુદ થાય છે. વળી આ તેલમાં ગંધક કે જસતની ભસ્મ મેળવીને શરીરે માલીસ કરવાથી ખસ, દાદર વિગેરે નાબુદ થાય છે, અને બકરીનાં હાડકાંની રાખ સાથે ઘુંટીને મલમ જેવું બનાવી ચોપડવાથી વ્રણુ, નાડી વ્રણુ વિગેરે પણ જલદી નાબુદ થાય છે.

---

## વાવડીંગ.

**સં.** વિડંગ, કૃમિઘ્ન, રસાયનમ, **હિં.** વાયવિડંગ, **બં.** બિડંગ મ વાવડિંગ કા બરંગ કાબુલી લા. Embelia Ribes.

**વિવરણ**—વાવડીંગની લતાઓ મધ્ય હિમાલયથી સીલોન સુધી હિન્દુસ્થાનના તમામ પહાડી પ્રદેશોમાં ઉત્પન્ન થાય છે. એના વેલાઓ

વૃક્ષનો આશ્રય કરી વિસ્તાર પામતા હોય, સારી રીતે વૃદ્ધિ પામેલા વેલાનું થડ મનુષ્યની જાંઘ જેવું જાડું હોય છે. આ વેલામાંથી અનેક શાખા ઉપશાખાઓ ફુટતી હોય કોમળ શાખાઓનો રંગ સફેદ હોય છે. એનાં પાદડાં સૂક્ષ્મ શિરાઓથી યુક્ત અને ચીકણાં હોય છે. ફુલો અત્યંત ઝીણાં અને હળદરના જેવાં પીળા રંગનાં હોય વસંત ઋતુમાં ગુચ્છા બંધ રીતે આવે છે અને તેમાંથી વર્ષા ઋતુ સુધીમાં ઝીણાં કોમળ અને ઝીણી ધોળી રૂંવાટીવાળાં ફળો તૈયાર થાય છે. જે વાવડીંગના નામે ઓળખાતા હોય એટલા બધાં પ્રસિદ્ધ છે કે ગામડાઓમાં રહેનારી અજ્ઞાન સ્ત્રીયો પણ તેનાં નામ અને ઘરગતુ ઉપયોગથી છેક અજાણી નથી. જેથી દરેક સ્થળે તે મળી પણ શકે છે.

**ગુણ દોષ અને ઉપયોગ**—વાવડીંગ તીખાં, ગરમ પચવામાં હલકાં અને વાયુ, કફ, અગ્નિમાંદ્ય, અરૂચિ, ભ્રાન્તિ, શૂળ, આફરો, બંધકોશ તથા કૃમિરોગને ટાળનારાં છે એમ નિઘંટોમાં કહેવામાં આવ્યું છે, તોપણ વિવિધ પ્રકારના કૃમિઓને નાશ કરવા એ તેમાં ખાસ ગુણ રહેલો છે. આજ કાલની છેલ્લામાં છેલ્લી શોધથી એવું નક્કી થયું છે કે દરેક દરદો જંતુઓ વડેજ ઉત્પન્ન થાય છે અને તેથી એ જંતુઓનો નાશ કર્યા સિવાય કોઇપણ દરદ સારૂં થઇ શકતું નથી આ નિર્ણયને લેઇને એવા જંતુઓનો હવા, પાણી વિગેરેમાંથી નાશ કરવા, શરીરમાં જતા અટકાવવા તેમજ દેહમાં દાખલ થયેલા જંતુઓને નાબુદ કરવા આજકાલ વિવિધ જાતના ઉપાયો, વિવિધ જાતની યુક્તિઓ વિવિધ જાતના ઔષધોની પણ યોજના કરવામાં આવે છે. જેના પરીણામમાં વિવિધ જાતની રસીઓ, વિવિધ જાતનાં ડીસઇન્ફેકટો વિગેરે પ્રચારમાં આવેલાં આપણે જોઇએ છીએ.

દરેક દરદો જંતુઓ વડેજ ઉત્પન્ન થાય છે એ વાત જો કે ડૉક્ટરો તો હમણાંજ સમજવા લાગ્યા છે, પરંતુ આર્ય વૈદ્યોને તો એ વાતની ઘણા કાળ પૂર્વેજ માહીતી હતી, અને તેથી ધન્વંતરી અવતાર રાજર્ષિ દીવોદાસે પોતાના શિષ્યોને તે સારી પેઠે સમજાવી પણ હતી, જેથી સુશ્રુતે મોટામાં મોટી કૃમિઘ્ન અને મોટામાં મોટી પ્રાણતત્વનું રક્ષણ કરનારી બે ઔષધિઓના સંયોગવાળી એક દવા ઉપજાવી તને "સર્વોપઘાત શમનીય" એટલે બધાં દરદોને શમાવનાર એવું નામ આપી પોતાના ગ્રંથમાં રસાયન ઔષધ તરીકે દાખલ કરી તેની પ્રસ્તાવનામાં પ્રતિજ્ઞા કરી કેઃ-

शरीरस्योपघाता ये दोषजामानसास्तथा ॥
उपदिष्टा प्रदेशेषु तेषां वक्ष्यामि वारणम् ॥

વાયુ, પિત, કફ વિગેરે શારીરિક તેમજ રજોગુણ, તમોગુણ, વગેરે માનસિક દોષોને લીધે અર્થાત્ અકુદરતી વર્તનને લીધે દેહને નુકસાન કરનારા જે જે ઉપઘાતો ઉત્પન્ન થાય છે તે બધાનું હું નિવારણ કહું છું.

આમ પ્રસ્તાવના કરીને પછી જણાવ્યું કેઃ-

वि[illegible]ातण्डुल चूर्ण माहृत्य यष्टिमधुयुक्तं यथाबलं शीततोय योगेनोपयुञ्जीत शीततोयं चानुपिबेत् । एवमहरहर्मासं॥ जीर्णे मुद्गामलक यूषेना लवणेनाल्पस्नेहेन घृत वन्तमोदन मश्नीयात् ॥ एते खलवर्शांसि क्षपयंति कृमोनुपघ्नन्ति । ग्रहण धारणशक्तिजनयन्ति । मासे मासे प्रयोगे वर्षशत मायुषोऽभिवृद्धिर्भवति ॥

સારાં પાકેલાં જુનાં વાવડીંગ લાવીને તેને ભરડી ઝાટકીને ઉ-પરનાં ફોતરાં કાઢી નાંખતાં જે તાંદળા જેવાં બીજ બાકી રહે તેઓને ખાંડીને કપડાવડે ચાળીને બારીક ચૂર્ણ કરવું, અને તેમાં જેઠીમધનાં મુળીઆંને ખાંડીને કરેલું ચૂર્ણ સરખા વજને ઉમેરવું. આ ઔષધ મા-ફક આવે તેટલું દરરોજ સવારના લેઇ એક મહીના સુધી ઠંડા પાણી સાથે મેળવીને લેવું, અને તેના ઉપર જરૂર જણાય તો બીજું થોડું ઠંડુ પાણી પણ પીવું. દરરોજ આ ઔષધ લીધા પછી જ્યારે તે પચી જાય ત્યાર બાદ મોડું ભોજન કરવું. ખોરાકમાં માત્ર સાઠી ચોખાનો ભાત, ઘી તથા મગ અને આમળાનો યુષ એટલી ચીજોજ વાપરવી. દશ તોલા મગ લેઇને તેને ચારશેર પાણી સાથે ઉકાળતાં જ્યારે બશેર પાણી બળી જાય ત્યારે તેમાં લીલાં કિંવા સુકાં ચાર તોલા આંમળાં નાંખવાં, અને જ્યારે માત્ર એક શેર પાણી બાકી રહે ત્યારે ઊતારી લેઇને ઠંડુ થયે મગ તથા આંમળાંને હાથવડે ખુબ ચોળી મસળીને કુચાનો ભાગ કાઢી નાંખતાં જે રસ રહે તેને માત્ર ઘી અને જીરાનો વઘાર દેવો. એ સિવાય તેમાં મીઠું કે બીજો કોઇ પણ મસાલો નાંખવો નહિ તેનું નામજ મગ અને આમળાંનો યુષ છે. ભોજન દિવસમાં માત્ર એકજ વખત કરવું.

આ પ્રમાણે આ ઔષધનું એક મહીનો સેવન કરવાથી બધી જાતના અર્શ નાબુદ થાય છે, કોઇ પણ વ્યાધિને ઊત્પન્ન કરનારા, કોઇપણ જાતના, શરીરના કોઇ પણ અવયવમાં રહેલા જંતુઓનો નાશ થાય છે. કોઇ પણ કઠીણ શાસ્ત્ર, વાત કે વિદ્યા કળા સમજ-વાની અને સ્મરણમાં રાખવાની શક્તિ વધે છે. દરેક વર્ષે એકએક

મહીના સુધી આ ઔષધનું સેવન કરવાથી અથવા તો લાગટ પાંચ માસ સુધી તેનો પ્રયોગ કરવાથી આયુષ્ય લંબાય છે અર્થાત્ એકસો વર્ષ ઉપરની જીંદગી ભોગવી શકાય છે.

ઠંડા પાણીના બદલે આ ઔષધ જો યોગ્ય લાગે તો ભીલામાં કે દ્રાક્ષના ઉકાળા સાથે કિંવા લીલી ગળો કે લીલાં આમળાંના રસ સાથે પણ લેઇ શકાય છે, જો પાણીના બદલે ભીલામાંના ક્વાથ જોડે વાપરવું હોય તો પહેલા દિવસે માત્ર એકજ ભીલામું લેઇ સુડીથી કાપીને દશતોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે અધોળ પાણી બાકી રહે ત્યારે ગળી લેઇને ઉપયોગમાં લેવું. પછી ધીમે ધીમે ભીલામાંની સંખ્યા વધારતા જઇ પાંચ સુધી કરવી. પાંચથી વધુ ભીલામાંનો ક્વાથ કોઇપણ દિવસ પીવો નહિ. આ ક્વાથ પીતી વખતે હોઠ, તાળવું, જીભ વિગેરે સર્વે ભાગોમાં પ્રથમ ઘી ચોપડવું અને પછી ચમચાવતી જલદીથી તેને પી જવો કે જેથી મહોડાના ઘણા ભાગને તેનો સ્પર્શ થાય નહિ. જેને ભીલામાં માફક આવતાં ન હોય તેણે આ ક્વાથ પીવો નહિ.

જો દ્રાક્ષના ઉકાળા સાથે લેવું હોય તો ચાર તોલા દ્રાક્ષને ચોસઠ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે પાંચતોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લેઇને તેમાં અઢી તોલા મધ મેળવીને પીવું. આંબળાં કે ગળોનો સ્વરસ વાપરવો હોય તો તે પણ પાંચથી દશ તોલા જેટલો લેઇ તેમાં અઢી તોલા મધ મેળવીને વાપરવો.

આ ઔષધ એટલે વાવડીંગ અને જેઠીમધનું એકઠું કરેલું ચૂર્ણ પ્રથમ ૦। રૂ. ભારના માપથી લેવાનું શરૂ કરવું. અને પછી દરઆઠ

દિવસે તેના પ્રમાણમાં ના તોલાનો વધારો કરી ચોથા અઠવા-ડીયાથી દરરોજ એક રૂ. ભાર દવા હમેશાં લેવી. આ હિસાબે પહેલા મહીનામાં આશરે વીશેક તોલા ઔષધ શરીરમાં જઈ શકે છે. પરંતુ ત્યાર બાદ દરેક મહીના માટે ત્રીશ તોલા ઔષધ જોઇએ છે અને તેથી જેટલા મહીનાઓ માટે પ્રયોગ કરવો હોય તેટલા મહીનાઓ માટે જોઇતી દવા લાવી રાખવી, અને ઔષધિનો ગુણ કમી થાય નહિ એટલા માટે ફક્ત એકજ મહીનો ખપ લાગે એટલું ચૂર્ણ જ તેમાંથી દરેક વખતે તૈયાર કરી ઉપયોગમાં લેવું.

અગાધ સમુદ્ર સ્વરૂપ આર્ય વૈદ્યક શાસ્ત્રમાં જેમ બીજા અનેક અમૂલ્ય પ્રયોગ રત્નો સમાએલાં છે, તેમ આ પ્રયોગ પણ ઘણા દીર્ઘ-કાળથી સુશ્રુતમાં સમાએલો હોવા છતાં પણ કાળચક્રની દુર્જેય ગતિને લીધે વૈદ્યોના વ્યવહારમાંથી લુપ્ત થયો હતો, પરંતુ તેનો પાછો ચિકિત્સામાં પુનઃ પ્રચાર કરવાનું માન પ્રભાત સ્મરણીય ધન્વંતરી સ્વરૂપ મહાત્મા ઝંડુભટજીનેજ ઘટે છે. ભટજીને તેનો અનુભવ લેતાં તેમાં અગ્નિ વધારવાના, વાયુ અને કફને ટાળવાના, કૃમિનો નાશ કરવાના રક્ત શુદ્ધિ કરવાના, જ્ઞાનતંતુઓને બળવાન બનાવવાના અને ફેફસાંને સુધારવાના સારા ગુણો જણાયા હતા, અને તેથી અતિસાર, સંગ્રહણી અર્શ વિગેરે મંદાગ્નિથી થનારા, આફરો, ગોળો, ચુંક, શુળ વિગેરે વાયુ અને કફથી થનારા, પ્રમેહ, ઉપદંશ ભગંદર, કંઠમાળ, કોઢ વિગેરે રક્તની અશુદ્ધિ અને કૃમિથી ઉત્પન્ન થનારા, ઉન્માદ, અપસ્માર વિગેરે જ્ઞાનતંતુઓની નબળાઇથી થનારા તેમજ ક્ષય, ખાંસી, શ્વાસ વિગેરે ફેફસાંના બિગાડથી થનારા રોગોથી પીડાતા દરદીઓને આ પ્રયોગથી અતિ ઉત્તમ ફાયદો થાય છે એમ તેઓએ જાહેર

કર્યું હતું. વળી કોલેરા, મેલેરીઆ, મરકી વિગેરે જંતુજન્ય પ્રાણ-ઘાતક દરદોની રૂતુ જ્યારે ચાલતી હોય ત્યારે પણ આ પ્રયોગનું સેવન ચાલુ રાખવાથી તેવાં દરદો લાગુ પડતાં નથી એવો પણ તેઓનો મત હતો.

મહાત્મા ઝંડુ ભટજીનો આ અભિપ્રાય જાહેર થયા પછી તેમના શિષ્ય વર્ગ પૈકી ઘણાખરા તેમજ બીજાપણ અનેક વિદ્વાન વૈદ્યોએ આ પ્રયોગનો પોતાની જાત ઉપર, કુટુંબમાં તેમજ દરદીઓ ઉપર અનુભવ લીધો છે, અને તે દરેકને તેના ઉત્તમ પરીણામની ખાત્રી થયેલી છે.

અમે પણ આ "સર્વોપદ્રવાત શમનીય" પ્રયોગનો કેટલાએક દરદીઓ ઉપર અનુભવ લીધો છે અને તેના પરીણામ માટે ઘણો ઉંચો મત ધરાવીએ છીએ. આ પ્રયોગમાં એક તો વાવડીંગ આવે છે કે જે દરેક જાતનાં જંતુઓનો નાશ કરવામાં સર્વોત્તમ ચીજ છે, અને બીજું જેઠીમધ આવે છે તેના જેવું પ્રાણુતત્વનું રક્ષણ કરી આયુષ્યને વધારનારૂં બીજું એક પણ ઔષધ નથી. આ પ્રમાણે બે ઉત્તમોત્તમ ચીજોના સંયોગથી આ પ્રયોગની બનાવટ થયેલી છે અને તેથી તેમાં એવો અદભૂત્ત ગુણ સમાએલો છે કે જ્યારે કોઇ પણ દરદ એવું હઠીલું થઇ ગયું હોય કે તે કોઇપણ ઉપાયથી મટતું નહોય ત્યારે દરદીને પ્રથમ બે, ત્રણ મહિનાઓ સુધી આ પ્રયોગનું સેવન કરાવીને પછી તે દરદની ખાસ દવા આપવાથી તત્કાળ ફાયદો માલમ પડે છે, પિત્તનાં દરદો અથવા તો પિત્ત પ્રકૃતિવાળાને આ પ્રયોગ દ્રાક્ષ, કે જેઠીમધના કવાથ સાથે કિંવા ગળોના સ્વરસ સાથે

અને વાયુ તથા કફની પ્રકૃતિવાળાઓને બીજામાંના કવાથ જોડે સારી રીતે માફક આવે છે. આ પ્રયોગનો રીતસર ઉપયોગ કરવામાં આવે તો ક્ષયના જીવલેણ વ્યાધિવાળા તેમજ કોઇપણ ઉપાય લાગુ ન પડવાથી છેવટે મોઢું સેવડાવીને કંટાળેલા ગરમીની ચાંદીની છેલ્લી સ્થિતિએ પહોંચેલા, વ્રણ, નાડીવ્રણ, ભગંદર, કંઠમાળ, કોઢ, સંગ્રહણી, બંધ કોશ, અગ્નિમાંદ્ય, પ્રમેહ, અર્શ, મેદવાયુ અને એવાંજ બીજા દરદોથી રીબાતા દરદીઓ પણ સારા થયા છે.

જો કે આ ઔષધમાં એવા અલૌકિક ગુણો રહેલા છે, તોપણ તેનું સેવન કરવાને ઘણા ઓછા દરદીઓ હા, પાડે છે, કેમકે તેનું પથ્ય ઘણું કઠીણ છે, માત્ર મીઠા મેળો ભાત અને મગનો યુષ ખાઇનેજ રહેવું પડે છે એ વાત દરદીઓને બંધ બેસતી આવતી નથી. તેમને તો એવાં ઔષધો જોઇએ છીએ કે જે ઝટ દઇને પીવાય અને તેના ઉપર મનગમતા મામમલીદા પણ ખવાય; પછી પૈસા પાણી થાય, મરાય, કે માંદા પડાય તેની હરકત નહિ. આવા મનુષ્યોએ હમેશાં યાદ રાખવું જોઇએ કે જેટલું જીભના વશ થવું તેટલું દુઃખનું જ મૂળ છે.

---

# વેલ.

સં પાતાલ ગારૂડી, વત્સાદની હિં. છિરેટા, જલજમની, ફરીદબુટી, મ. તાન, વાસનવેલ, ભૂયપાડ, બં. શિલિન્દા, લા. Cocculus Villosus.

વિવરણ—વેવડીના વેલા ચોમાસે ઘણા ઉગી આવે છે, તેમ કેટલીએક જગ્યાએ તે બારે માસ પણ જોવામાં આવે છે, એના વેલા ઘણા લાંબા વધી જમીન ઉપર પથરાય છે, અથવા જો નજીકમાં કોઈ વૃક્ષની ઓથ મળે તો તે ઉપર ચઢી જાય છે. એના આખા વેલા ઉપર ઘણું કરી સફેદ વાળની રૂંછાળ હોય છે. પાંદડાં તરેહવાર આકારનાં એટલે લંબગોળ કે વખતે નીચે પહોળાં અને ઉપર સાંકડાં અથવા તો ત્રણ કે પાંચ ખુણીઆવાળાં પણ હોય છે. વળી તે કોઈ વાર અળવીનાં પાંદડાંના આકારનાં અને કોઈવાર નાગરવેલનાં પાન જેવાં હોય છે. એકજ વેલા ઉપર અને ખરૂં કહીએ તો વખતે એકજ શાખા ઉપર પણ આવી રીતે જુદીજુદી જાતનાં પાંદડાં આવેલા હોય છે. ડાંડી ઉપરનાં મોટાં પાંદડાં બેથી ત્રણ ઇંચ લાંબા અને એકથી દોઢ ઇંચ પહોળાં હોય છે, અને કોમળ શાખાઓ ઉપરનાં તેથી ન્હાનાં અને સાંકડાં હોય છે. ફુલો લીલાશ લેતા પીળા રંગનાં અને ઘણાં સૂક્ષ્મ હોય છે. ફળો બારીક થતાં હોઇ જ્યારે કાચાં હોય ત્યારે લીલાં રંગનાં હોય છે, પરંતુ પાકે છે ત્યારે કાળા રંગનાં થઇ જાય છે.

એનાં પાન પાણીનાં ચોળવાથી પાણી જામી જાય છે માટે એનું હિન્દિમાં જલજમની નામ પડેલું લાગે છે. તેમજ એનાં મૂળ નીચે જે કંદ થાય છે તે જમીનમાં અત્યંત ઊંડો થતો હોવાથીજ સંસ્કૃતમાં પાતાલ ગરૂડીનું નામ અપાએલું હોય એવું અનુમાન થાય છે.

ગુણ ધર્મ અને ઉપયોગ—વેવને પ્રાચીન ગ્રંથકારોએ રક્તશોધક, પૌષ્ટીક, શીતળ, ઊત્તેજક, સારક, સ્વેદલ, ઉપલેપક, કફ, પિત્ત,

પાયુ અને વિષહર માનેલી છે. અને તેથી એનાં મૂળીઆં બે તોલા અને સાત મરીઆં સાથે કુટીને દોઢ શેર પાણી સાથે ઉકાળતાં ચાર તોલા પાણી બાકી રહે ત્યારે ઊતારી ગાળી લેઇ ખરજવું, વિસ્ફોટક તેમજ બીજા લોહી બીગાડનાં દરદો ઉપર આપવામાં આવે છે. વળી સંધિવા, ગરમીના જુના દરદથી થતો દુઃખાવો, મૂત્રાશયનાં દરદો વિગેરે ઉપર પણ તે સારસાપરેલા જેવો ગુણ કરે છે અને તેથી તે સારસાપરેલાની અવેજીમાં વપરાય છે. એનાં મુળીઆં નીચેથી ઘણે ઊંડેથી જે કંદ જેવી ગાંઠ નીકળે છે તે પાણી સાથે ઘસીને પાવાથી ઉલટી થઇ સાપનું ઝેર તત્કાળ દુર થાય છે. ગરૂડને દેખીને જેમ સાપ પલાયન કરી જાય છે, તેવીજ રીતે એના ઉપયોગથી સાપનું ઝેર દુર થતું હોવાથીજ એને "પાતાલ ગરૂડો" એવું નામ અપાયું હોય એમ પણ નિશ્ચય થાય છે. કાળીપાઢ અને કડવી નઇના નીચેથી પણ આવી જાતના કંદો ઊંડાઇએ મળી આવે છે અને તે પણ સર્પનું ઝેર દુર કરવામાં અકસીર છે.

આ વનસ્પતિમાં જો કોઇ ઉત્તમમાં ઉત્તમ ગુણ માલૂમ પડયો હોય તો તે એ છે કે એના ઉપયોગથી અફીણનું વ્યસન છોડાવી શકાય છે અને તે કાર્ય માટે તે નીચે મુજબ રીતથી વપરાય છે

જેને અફીણનું વ્યસન પડેલુ હોય તેને આપવાનું અફીણ દર રોજ થોડુ થોડુ ઓછું કરીને તેના બદલે વેલનાં મુળનો ભૂકો આપવો. આ ભૂકો જો જરૂર પડે તો પ્રથમ એક તોલો અથવા તો તેથી વધારે પણ આપવો અને પછી ધીમે ધીમે ઓછો કરતો જવો. આ ઔષધના સેવનથી જો માથું ફરે અથવા ઉલટી થાય તો તેના નિ-

વારણ માટે દુધ, સાકર પાવા, તેમજ આ ઔષધ ચાલતું હોય ત્યારે ખોરાક તરીકે પણ દુધ, સાકર વિશેષ વાપરવાં. વળી એ દુધમાં જાયફળનો ભુકો પણ વારંવાર ઉમેરતા રહેવું. આ પ્રમાણે એકાદ, બે, માસ પ્રયોગ ચલાવવાથી વીશ વર્ષનું જુનું વ્યસન પણ છુટી જાય છે.

આ ઔષધિનો આમ વ્યસન છોડાવવાના સબંધમાં જે અનેક સખ્સો ઉપર અનુભવ લેવામાં આવ્યો છે તે પૈકી એકાદ, બે કેસોની નોંધ નીચે મુજબ છે.

વીરાવાડાના રહેવાસી પટેલ કોલા ???નને ?? ટંકે બે વાલ અફીણ લેવાની આદત પંદર વર્ષની જુની હતી, આ શખ્સને તા. ૧૫ મી એપ્રીલ સને ૧૯૧૬ ના દિવસે દોઢ વાલ અફીણ અને એક તોલો વેવની જડનો ભૂકો આપવામાં આવ્યો હતો, જેથી ઔષધ લીધા પછી થોડીવારે માથું ફરવું શરૂ થઇ એક કલાકમાં ઉલટી થઇ હતી. જેથી તા. ૧૬ મીએ એ મુજબજ ઔષધ આપ્યા પછી તરતજ તેના ઉપર જાયફળનો અર્ધો વાલ ભૂકો તથા સાકર નાંખેલું દુધ પાવામાં આવ્યું હતું જેના લીધે તે દિવશે ઉલટી થઇ નહોતી. પરંતુ શરીરની ફાટતુટ શરૂ રહી હતી. તા. ૧૭ થી ૨૫ સુધી એજ પ્રમાણે વ્યવસ્થા ચાલુ રાખવામાં આવી હતી, અને ત્યારબાદ એટલે તા. ૨૬ મી થી એક વાલ અફીણ અને ાાા તોલો વેવનું મુળ, આપવામાં આવતાં હતાં, તેના લીધે બીજુ કંઇ દરદ થતું નહોતું. આખા શરીરની ફાટ ચુંટ પણ બંધ પડી હતી. પરંતુ હાથ, પગનો સુંથારો બંધ થયો નહોતો. તા. ૨૭ મીથી તા. ૫ મી મે સુધી

અર્ધો વાલ અફીણ અને ાા તોલો વેવની જડ આપવામાં આવી હતી, તેમજ થોડું એક જાયફળ નાંખેલું સાકર વાળું દુધ પાવામાં આવતું હતું. આ પ્રમાણે વ્યવસ્થાથી બીજો કંઇ ઉપદ્રવ થતો નહોતો, ખોરાક પણ સારી રીતે લેવાતો હતો, પરતુ હાથ, પગનો ચુંથારો સાધારણ રીતે ચાલુ હતો. તા. ૬ ઠ્ઠી મે થી અફીણ સમુળગું બંધ કરી એકલો વેવનો ભૂકો ાા તોલો આપવામાં આવતો હતો દુધમાં જાયફળનો ભૂકો ચાલુ હતો. તા૦ ૨૦ મી મે પછી એકલો વેવનો ભૂકો ચાલુ હતો. જાયફળ બંધ કરવામાં આવ્યું હતું અને તા. ૧ લી જુન થી વેવ પણ બંધ કરવામાં આવી હતી. માત્ર દુધ સાકર ચાલુ હતાં, અફીણ, જાયફળ કે વેવ ખાવાં પડતાં નહોતા, અફીણનું વ્યસન છુટી ગયું હતું. પરંતુ શરીરમાં સહેજ સાજ સુસ્તી રહેતી હતી. જે પંદર દિવસ પછી દુર થઇ હતી.

**પારાની ગોળી કરવાની રીત**—વેવના રસના સંયોગથી જેમ પાણી બંધાઇ જાય છે, તેવીજ રીતે પારો પણ ઘટ્ટ થાય છે એમ ઘણાએક યોગીઓનું કહેવું છે. અને તેના માટે તેઓ એવી વિધિ બતાવે છે કે:—વેવનાં પાંદડાં તથા આકડાનાં અર્ધાં કાચાં પાકાં થયેલાં પાંદડાં એ બે સરખા ભાગે લેઇને તેઓને ખાંડીને એક શેર રસ કાઢવો. ત્યાર બાદ એક માટીની ઠીબ લેઇ ચુલા ઉપર મુકી નીચે ધીમો તાપ સળગાવી તેમાં એ રસ થોડોએક નાંખવો. જ્યારે રસ ગરમ થઇ ઉભરો આવીને બેસી જાય ત્યારે તેમાં સાત તોલા પારો નાંખવો, અને પછી ઉપરોક્ત રસના ટુવા દેવા. જેમ જેમ રસ બળતો જાય તેમ તેમ વારંવાર ટુવા દેતા રહેવું. એ

રીતે બધો રસ બળી જતા સુધી ટુવા દેઇ પછી ઠીબને નીચે ઉતારી લેવી. અને પાછું બીજા દિવસે એ પ્રમાણે કરવું. આ મુજબ દશશેર રસ ખપતા સુધી વારંવાર ક્રિયા કરવામાં આવે તો પારો માખણ જેવો ઘટ્ટ થાય છે. આ ક્રિયા અમે અનુભવી નથી, અને તેથી જીજ્ઞાસુએ અજમાયશ લેઇ ખાત્રી કરવી.

---

## સમુદ્ર ફળ.

સં. હિજ્જલ, નિચુલ, સમુદ્રફલ, હિ. સમુદ્રફલ, મ. સમુદ્ર ફળ, બં. હિજ્જલ, લા. Barringtonia Aeutangula.

વિવરણ—એનાં ઝાડ વચલા કદનાં વધતાં હોઇ કોંકણ તરફ વિશેષ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. એનાં પાંદડાં બદામનાં પાંદડાંને ફળનાં હોઇ તે કરતાં થોડાં ન્હાનાં હોય છે. એને ફુલો આવવાના સમયે લાંબા દાંડા નીકળી તેના ઉપર ફુલો આવે છે. આ દાંડાઓ પૈકી કોઇ, કોઇની લંબાઇ દેઢ હાથ કરતાં પણ અધિક હોય છે. એને જાયફળના જેવડાં મોટા ફળો આવે છે જેઓનો રંગ કાળો હોય છે. અને તેઓના ઉપર ઊભાં સરકલાં હોય છે. આ ફળો ઉપરની છાલ અત્યંત પાતળી હોય છે અને તેને ફોડવાથી અંદરથી ધોળા રંગની મીજ નીકળે છે એનાં ઝાડો સમુદ્રના કીનારે થતાં હોવાથીજ "સમુદ્ર ફળ"ના નામે ઓળખાય છે. દરા તીકે આ

વૃક્ષનાં ફળોજ વપરાય છે અને તે દરેક શહેરોમાં ગાંધીઓના ત્યાં મળતાં હોવાથી દરેક સ્થળે પ્રસિદ્ધ છે.

**ગુણ દોષ અને ઉપયોગ**—સમુદ્ર ફળનો આર્ય વૈદ્યકમાં વિશેષ ઉપયોગ કરવામાં આવ્યો હોય એમ જણાતું નથી, માત્ર રાજનિઘંટકારે જણાવ્યું છે કેઃ સમુદ્રફળ તીક્ષ્ણ, ગરમ, પવિત્ર અને ભૂત, પ્રેત, વાયુનાં દરદો તથા ગ્રહ પીડાને ટાળવાવાળું છે. ભાવમિશ્ર જણાવે છે કે તે ઝેરને દુર કરનારૂં છે અને નિઘંટ રત્નાકરના કર્તા જણાવે છે કે તે વાયુ, કફ ત્રિદોષ અને ભૂત પીડાને ટાળનાર છે. આ પ્રમાણે તેઓનું કહેવું છે, પરંતુ તેનો ઉપયોગ કેવી રીતે કરવો તેનું સ્પષ્ટીકરણ કોઇએ પણ કર્યું નથી.

જો કે પ્રાચીન ગ્રંથોમાં તો તેના વિષે માત્ર આટલુંજ લખાએલું છે પરંતુ આર્ય ઔષધિઓ સબંધિ શોધ ખોળ કરનારા આધુનિક વિદ્વાનોને તેમાં બીજાપણ અનેક અદ્દભૂત ગુણો માલમ પડયા છે, એટલુજ નહિ પરંતુ તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે પણ સારી પેઠે સમજાયું છે, અને તેથી તેઓના લેખોનો સાર અત્રે આપવો યોગ્ય ધારીએ છીએ. "મેટેરીઆ મેડિકા ઓફ વેસ્ટર્ન ઇન્ડીઆ" નામે ગ્રંથના કર્ત્તા પ્રસિદ્ધ વિદ્વાન્ ડોકટર ડીમક સાહેબ પોતાના ગ્રંથના બીજા વૉલ્યુમના સત્તરમા પૃષ્ટમાં જણાવે છે કેઃ—આ ફળ બાળકોને થઇ આવતાં અનેક દરદો ઉપર હાલ ચાલુ રીતે કામ આવતું હોવાથી "નર્સફુટ" ના નામે ઓળખાય છે, અને તે ઘરગતુ ઉપચારો તરીકે પ્રસિદ્ધ થયેલા ઔષધો પૈકીનું એક છે. જ્યારે બાળકને શરદી લાગે છે અને તેના લીધે કફથી પીડા પામે છે ત્યારે

સમુદ્ર ફળને ઘસીને બન્ને સ્તનોની વચ્ચે અને કંઠ ઉપર ચોપડવામાં આવે છે. વળી જો અત્યંત કફ જામી ગયો હોય અને તેના લીધે બાળક પરાણે શ્વાસ પણ લેઈ શકતું હોય તો થોડું એટલે ચાર, છ ઘઉં ભાર જેટલું આ ફળ વાટીને કે પાણીમાં ઘસીને આદાના રસ સાથે અથવા તો એમને એમ આપવાથી ઉલટી થઇ કફ બહાર નીકળી જાય છે અને તેથી શ્વાસોશ્વાસની પીડા દુર થાય છે, તેમજ આંચકી વિગેરે આવતી હોય તો તે બંધ થાય છે.

"બે મ્બે મેટેરીઆ મેડીકાના કર્તા ડોકટર આર. એન. ખોરી" જણાવે છે કે બાળકના પેટમાં ચુંક આવતી હોય અથવા તો આંતરડામાં વાયુ ભરાઇને આફરો થયો હોય કે છાતીમાં કફનો જમાવ થયો હોય તો આ ફળને પાણી સાથે ઘસીને જો પેટનું દરદ હોય તો પેટ ઉપર અને છાતીનું દરદ હોય તો છાતી ઉપર ચોપડવામાં આવે છે, તેમજ બાળકની ઉમરના પ્રમાણમાં ચાર, આઠ ઘઉં ભાર જેટલું આદાના રસ સાથે ઘસીને પાવામાં પણ આવે છે.

આધુનિક સમયના બે વિદ્વાન્ ડોકટરોએ ઉપર મુજબ તેનો જે ઉપયોગ બતાવ્યો છે તે ઉપરાંત પ્રાચીન અર્વાચીન વૈદ્યોને તેના બીજા કેટલાએક ઉત્તમ ગુણો પણ અનુભવમાં આવેલા છે. અને તેથી બંગસેન નામના પ્રસિદ્ધ પ્રાચીન વૈદ્ય જણાવે છે કે:—

हिज्जलस्य फलं घृष्ट्वा पानीये नित्य मंजनम् ॥
चक्षुः स्राव प्रशान्त्यर्थं कार्यमेतन्महौषधम् ॥

જેની આંખોમાંથી હમેશાં દિવસ રાત પાણી ઝર્યા કરતું હોય

તેણે સમુદ્ર ફળને ચોખા પાણી સાથે ઘસીને આંખમાં અંજન કરવાથી પાણી વહેતું બંધ થાય છે. આ દરદને નાબુદ કરવાને માટે આ ખરેખરૂં મહૌષધ છે.

આ ઉપરાંત અમને જે કંઇ આ ઔષધ વિષે અનુભવ આવ્યો છે તે નીચે મુજબ છે.

**આધાશીશી** ઉપર—સમુદ્ર ફળને બકરીના મુત્ર સાથે ઘસીને સુંઘાડવાથી શિરો વિરેચન થાય છે, અર્થાત્ નાસિકાદ્વારા માથામાંથી પુષ્કળ કફ નીકળી જાય છે અને આધાશીશી મટી જાય છે.

**સન્નિપાત** ઉપર—સમુદ્ર ફળને પાણી સાથે ઘસીને આંખમાં આંજવાથી સન્નિપાતના બેભાની, બકવા, ભ્રમ, તંદ્રા વિગેરે દુર થાય છે.

ભૂત વાયુ ઉપર—સમુદ્ર ફળ અને હિંગને લસણ તથા તુળસીના રસ સાથે ઘસીને આંખમાં આંજવાથી વાઇ અને હિસ્ટિરિયાનો વેગ તેમજ વાયુના લીધે આવેલી શુન્યતા વિગેરે ભૂત વળગાડની માફક થતાં લક્ષણો દુર થાય છે.

**સર્પદંશ અને ધંતુરાના વિષ** ઉપર—સમુદ્ર ફળને લસણના રસમાં ઘસીને આંખમાં આંજવાથી સાપનું અને ગૌમૂત્રમાં ઘસીને પાવાથી ધંતુરાનું ઝેર દુર થાય છે. બીજના ચૂર્ણનું માપ મોટાં મનુષ્ય માટે દશ, બાર ઘઉંભાર જેટલું સમજવું.

આ સિવાય તેમા બીજા પણ અનેક ગુણો હોવાની વાતો જડીબુટ્ટીઓ જાણનારાઓના મુખથી સાંભળવામાં આવેલી છે.

જેઓ પૈકી ખાસ જાણવા લાયક વાત એ છે કેઃ—

समुद्र फल चूर्णेन नागवंगौविमिश्रितौ ।
म्रियेतां सर्व मेहघ्नो भवेतांदेहपुष्टिदौ ॥
तत्स्पृष्ट हस्त संस्पृष्ट केवलोबध्यतेरसः ।
सरसो धातु वादेषु शस्यते च रसायने ॥

શુદ્ધ કરેલી કલાઇ અને સીસુ સરખા ભાગે લેઇ માટીની તાવડીમાં નાંખી ચુલે ચઢાવી નીચે અગ્નિ સળગાવતાં જ્યારે તે બંન્ને ધાતુઓ ઓગળીને રસ થાય ત્યારે તેમાં સમુદ્ર ફળના ચૂર્ણને થોડું થોડું નાંખતાં જવું અને કુંવરના મુળીઆં વડે હલાવતાં જવું જેથી બંન્ને ધાતુઓની રાખ થઇ જશે; એ રાખમાં સમાન ભાગે સમુદ્રશોષનું ચૂર્ણ નાંખી કુંવરના ગર્ભના રસમાં ઘુંટી શરાવલાના સંપુટમાં મુકી કપડમાટી કરી ગજપુટનો અગ્નિ આપવો. આ પ્રમાણે નિરૂત્થ ભસ્મ થતા સુધી વારંવાર કરતા રહેવું. લગભગ એકસો વખત આ પ્રમાણે સમુદ્ર શોષના ચૂર્ણ અને કુંવર સાથે ઘુંટી ગજપુટની આંચ અપાશે ત્યારે નિરૂત્થ એટલે ફરીથી નજીવતી થાય એવી ભસ્મ તૈયાર થશે. (ઘેટાનાં શીંગડાં, મધ, ઘી, ગોળ, ચણોઠી, ટંકણ, તલનું તેલ અને સિંધવ એ બધાં સરખા ભાગે લેઇ તેઓના સાથે હરકોઇ ધાતુની ભસ્મને ઘુંટી મુષમાં નાંખી ધમવાથી જો તેમાં કંઇપણ કચાશનો ભાગ હોય તો તે તત્કાળ જીવતો થાય છે, અને તેથી જેમાંથી કંઇપણ ભાગ જીવતો ન થાય તે ભસ્મ નિરૂત્થ કહેવાય છે.) એ ભસ્મનું સેવન

કરવાથી સઘળી જાતના પ્રમેહોનો નાશ થાય છે. અને શરીર પુષ્ટ બને છે, એટલુંજ નહિ, પરંતુ એ ભસ્મને જો હાથમાં ચોળી પછી હાથેળીમાં પારો લેઇ આંગળી વડે મર્દન કરવામાં આવે તો તત્કાળ તે પારો બંધાઇ જાય છે. આ રીતે બદ્ધ થયેલો પારો ધાતુ વાદ એટલે કીમીયાના કામમાં તેમજ દેહને અજર અમર બનાવવામાં પણ વખાણાય છે.

---

## હરડે.

સં. હરીતકી અભયા, પથ્યા, હિં. હર્ર, હર્ડ, મ. હર્તકી, બં. હરીતકી, તૈ. કરકવાપ. ફા. હલીલેહૈ કાબુલી, ઇં. Myrobalans, લા. Terminalia chebula.

વિવરણ.—હરડેનાં ઝાડો ઉત્તર હિન્દુસ્થાન, બંગાળા, બ્રહ્મદેશ, સીલોન, મલાયા વિગેરેમાં પુષ્કળ થાય છે. મુંબાઇ ઇલાકામાં કોંકણના ઘાટો, ખાનદેશ, કાનડાના ઘાટ અને સતપુડાના ઉંચા પ્રદેશમાં તે બહુ થાય છે, મદ્રાસ ઇલાકામાં તો તે તમામ જંગલોમાં જ્યાં જોઇએ ત્યાં મળી આવે છે, કાઠીયાવાડમાં ગીરનાર અને બરડા પર્વતમાં પણ છુટાં છવાયાં ઝાડો જોવામાં આવે છે. એ વૃક્ષનાં પાંદડાં અરડુસીને મળતાં હોઇ તેનાં ફળો કે જે હરડેના નામથી ઓળખાય છે તે વ્યાપારની વસ્તુ હોવાથી સર્વ સ્થળે પસિદ્ધ હોઇ છેક નાના ગામડામાં પણ તે વેચાતી મળી શકે છે.

હરડેની કેટલીએક જાતો થાય છે, અને તેથી પ્રાચીન આર્ય વૈદ્યોએ તેના જુદા જુદા ગુણો અને લક્ષણો ઉપરથી મુખ્ય સાત ભેદો પાડેલા છે અને તેઓને વિજયા, રોહિણી, પૂતના, અમૃતા,

અભયા, જીવંતી અને ચેતકી એવાં નામો આપ્યાં છે, તેમાં જે હરડેનો તુંબડા જેવો આકાર હોય તે વિજયા કહેવાય છે, ગોળ હોય તેને "રોહિણી કહે છે, જે કદમાં નાની છતાં અંદર મોટા ઠળીઆવાળી હોય તે પુતના કહેવાય છે, જેની અંદર ઠળીઆનો ભાગ સૂક્ષ્મ હોઇ ગર્ભનો ભાગ વધારે હોય છે તેને અમૃતા કહે છે, જેના ઉપર પાંચ રેખાઓ હોય તેનું નામ "અભયા" છે; સોનાના જેવા પીળા રંગની જે હરડે હોય તે "જીવંતી" ના નામથી ઓળખાય છે, અને જેના ઉપર ત્રણ રેખાઓ હોય તેને "ચેતકી" કહેવામાં આવે છે. વળી આ ચેતકી હરડેની સફેદ અને કાળી એવી બે જાતો માનવામાં આવી છે અને તેમાં સફેદ જાતિ છ આંગળ લંબાઇની અને કાળી એક આંગળની હોય છે. વળી આ જાતની હરડે એટલી બધી રેચક મનાય છે કે તેને ખાધા સિવાય માત્ર હાથમાં ઝાલી રાખવાથી, સુંઘવાથી, જોવાથી કે તેના ઝાડ નીચે જવાથી પણ દસ્ત થવા લાગે છે. આ જાતની હરડે માત્ર હિમાલયમાંજ ઉત્પન્ન થાય છે.

હરડેની આમ સાત જાતિઓ માની તે દરેક જાતીમાં અમુક અમુક ખાસ ગુણો રહેલા છે એવું પ્રાચીન વૈદ્યોએ જણાવ્યા બાદ છેવટે એમ જણાવ્યું છે કે, દરેક જાતનાં ઔષધોની બનાવટમાં "વિજયા" નામની હરડે કે જે તુંબડાના આકારની થાય છે તેનોજ ઉપયોગ કરવો વધારે ઉચિત છે, કેમકે એ જાત સર્વે રોગોને દુર કરવાની શક્તિ ધરાવે છે અને વળી દરેક સ્થળે ઉત્પન્ન થતી હોવાથી સહેલાઇથી મળી શકે છે.

હાલમાં ગાંધીઓના ત્યાં જે હરડે વેચાય છે તે ઘણું કરીને આ વિજયા જાતિનીજ હરડે છે એમ તેના તુંબડી જેવા લંબગોળ

આકાર ઉપરથી જણાય છે. વળી બીજી એક જાતિ કે જે "હીમજ" ના નામથી આપણે ઓળખીએ છીએ તે પણ હરડેનાંજ અપકવ ફળો છે એમ તેના ગુણો અને આકૃતિ ઉપરથી જણાય છે અને તેથી વિરેચન દવાઓની બનાવટોમાં તેનો વિશેષ ઉપયોગ કરવામાં આવે છે.

**ગુણ ધર્મ અને ઉપયોગ**—પ્રાચીન ગ્રંથકારો જણાવે છે કેઃ— જો કે હરડેમાં માત્ર ખારા રસ સિવાયના બાકી બચ્યા પાંચે રસો રહેલા છે, તોપણ તેમાં વિશેષ ભાગે તુરો રસ રહેલો છે, અને તે પચતી વખતે મીઠો રસ ઉત્પન્ન થાય છે. વળી તે સુકી અને ગરમ હોવા ઉપરાંત જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી, બુદ્ધિને વધારનારી, દસ્તને ઉતારનારી, વીર્યને ઉત્પન્ન કરનારી, દૃષ્ટિના તેજને વધારનારી, દુર્બળ શરીરને પુષ્ટ કરનારી, પચવામાં હલકી, અને રસાયન ગુણવાળી છે, જેથી આમળાંના વિષયમાં જણાવ્યા મુજબ રસાયન રીતે તેનો ઉપયોગ કરવાથી શરીરની અંદર એકઠાં થયેલાં અનાયુષ્ય એટલે વિજાતિય તત્વો દુર થઈ તેના બદલે દીર્ઘ જીવનને અનુકુળ તત્વો વધે છે તેથી ગમે તેવા જુના થયેલા હઠીલા રોગો તેમજ વૃદ્ધાવસ્થા દુર થઈ પુર્ણ તનદુરસ્તીયુક્ત દીર્ઘ જીવન પ્રાપ્ત થાય છે.

રસાયન વિધિથી સેવન કરવામાં આવેલી હરડે આવું દીવ્યફળ આપે તેમાં તો કઇ આશ્ચર્ય નથી, પરંતુ સાધારણ વિધિથી એટલે બીજાં ઔષધોની માફક સેવન કરવામાં આવેલી હરડેનું ફળ પણ કંઇ જેવું તેવું નથી. કેમકે હરડેના સેવનથી તેના ગુણની અસર વિદેશી ઔષધોની માફક માત્ર શરીરના કોઇ અમુક એક ખાસ અવયવ ઉપર થતી નથી, પરંતુ હૃદય, ફેફસાં, હોજરી, આંતરડાં, લીવર, બરોળ અને મળ, મૂત્રની ઇન્દ્રિયો એ બધાં ઉપર એક સરખી થાય

છે. અને તેથી એના સેવનથી ખાંસી, અને દમ જેવા ફેફસાંના વ્યાધિઓ, સંગ્રહણી, અર્શ, ઝાડો, મરડો, બંધકોશ, ગોળો, આફરો અજીર્ણ, કૃમિ, ઉલટી, ચુંક, શૂળ વિગેરે હોજરી, આંતરડાં અને મળાશયના વ્યાધિઓ, પ્રમેહ, મૂત્રકૃચ્છ જેવાં મૂત્ર માર્ગનાં દરદો, હાર્ટ ડીઝીઝ, અમુઝણ વિગેરે હૃદયનાં દરદો, કમળો, યકૃતનો વધારો વિગેરે લીવરનાં દરદો, બરોળનો વધારો, કોઢ, વ્રણ, ખરજ વિગેરે રક્તની અશુદ્ધતાનાં કૃમિજન્ય દરદો, તેમજ પાંડુરોગ, સોજા, જળોદર, નબળાઇ, વિષમજ્વર વિગેરે આખા શરીર સાથે સબંધ ધરાવતાં દરદો પણ દુર થાય છે. હરડેમાં મીઠો તથા ખાટો રસ રહેલો છે, તેથી ઘીની સાથે ભક્ષણ કરેલી હરડે વાયુનાં દરદોને દુર કરે છે. તુરો રસ રહેલો છે તેથી સાકરની સાથે ખાવાથી પીત્તને જીતે છે અને તીખો રસ રહેલો છે જેથી સિંધાલુણની સાથે વાપરવાથી કફનો નાશ કરે છે. વળી ભોજનની સાથે ભક્ષણ કરેલી હરડે બુદ્ધિ તથા બળને વધારે છે, ઇન્દ્રિઓને નિર્મળ કરે છે, વાયુ, પીત્ત અને કફનો નાશ કરે છે તેમજ શરીરમાં સંચિત થઇ રહેલાં વિજાતીય તત્વોને ઝાડા, પેશાબ મારફતે બહાર કાઢી નાંખે છે. તેમજ ભોજનના પછી ભક્ષણ કરવામાં આવેલી હરડે પણ અન્ન પાણીના દોષને તથા વાયુ, પીત્ત અને કફથી થએલા દોષોને દુર કરે છે. અને તેથી તેને ગમે તે સમયે નિર્ભયતાથી લેઇ શકાય છે, એ ઉપરથીજ સંસ્કૃતમાં કેટલાએક કહેવતરૂપ શ્લોક છે કે—

**भुक्तेपथ्याऽभुक्ते पथ्या भुक्ता भुक्ते पथ्यापथ्या ॥**
**जीर्णेपथ्याऽजीर्णेपथ्या जीर्णाजीर्णे पथ्यापथ्या ॥**

ભોજન કર્યા પછી કિંવા કરતા પહેલાં એ બન્નેમાંથી ગમે તે સમયમાં ખાધેલી હરડે પથ્ય એટલે માફકજ આવે છે. ખોરાક ખાતી વખતે તેમજ ખોરાક નહિ લેવાના સમયમાં પણ તે માફકજ છે. વળી ખોરાક જીર્ણ થઇ પચી ગયો હોય કિંવા અજીર્ણ થયું હોય તેવા સમયમાં પણ પથ્યા એટલે હરડે પથ્યા એટલે માફકજ આવે છે.

हरीतकी मनुष्याणां मातेव हितकारिणी
कदाचित्कुप्यते माता नोदरस्था हरीतकी ॥

હરડે મનુષ્યોને માતાની સમાન હિત કરવાવાળી છે, વળી મા તો કોઇ વખતે ક્રોધાયમાન પણ થાય છે, પરંતુ પેટમાં ગયેલી હરડે તો કદીપણ કોપાયમાન થતી નથીજ. હરડેમાં આવા સારા ગુણો હોઇ વળી તે બાળક યુવાન્, વૃદ્ધ એ દરેકને એક સરખા રીતે માફક આવે છે; અને તેથી કહેવાય છે કે: " यस्य माता गृहेनास्ति तस्य माता हरीतकी " જેનું રક્ષણ કરનારી માતા ઘરમાં હયાત ન હોય તેની માતા હરડે સમજવી. હરડેના સેવનથી શરૂઆતમાં દસ્ત થવા લાગી તેની મારફતે શરીરમાં એટલો થોડો અંદરની કચરો બહાર નીકળી જાય છે, પરંતુ સઘળાં વિજાતિય તત્વો દુર થયા બાદ એ રીતે દસ્તો થવાનું કાર્ય આપો આપ બંધ પડે છે અને વળી જઠરાગ્નિ એવો પ્રબળ થાય છે કે સંગ્રહણી કિંવા અજીર્ણના દરદના લીધે થતા અનિયમિત ઝાડાઓ પણ નિયમમાં આવે છે. પૃથ્વી ઉપર જેટલી જાતનાં ફળો થાય છે તેઓ પૈકી કોઇ પણ જાતનું નુકશાન ન કરતાં હમેશાં હિતજ કરે એવાં માત્ર ત્રણજ ફળો આયુર્વેદીઓએ માનેલાં છે, આ ફળો પૈકી એકનું નામ હરડે, બીજાનું નામ બહેડાં

અને ત્રીજાનું નામ આમળાં હોઇ તેઓ એક બીજાની સાથે વારં-વાર ઉપયોગમાં લેવાય છે, જેથી તેઓના એકત્ર સમુદાયને "ત્રિફળા" એવું સાંકેતિક નામ પણ આપવામાં આવેલું છે.

પ્રાચીન વૈદ્યોએ આ ત્રિફળાંનો અગર તો તેઓ પૈકીની દરેક સ્વતંત્ર યોજનો જુદી જુદી રીતેથી લગભગ દરેક જાતના વ્યાધિઓ ઉપર ઉપયોગ કરેલો છે, અને તેમાં પણ સહુ કરતાં ખાસ હરડેનો ઉપયોગ વિશેષ પ્રમાણમાં દૃષ્ટિએ આવે છે. આધુનિક સમયમાં એટલે હાલના વખતમાં પણ જો યોગ્ય વિધિથી હરડેનો ઉપયોગ કરવામાં આવે છે તો દમ, ખાંસી, પ્રમેહ, નેત્રરોગ, અર્શ, કોઢ, સોજા, ઉદર રોગ, કૃમિ, સ્વરભેદ, બંધકોશ, વિષમજ્વર, ગોળો, આફરો, ઉલટી, હેડકી, કમળો, શૂળ, બરોળ, સંગ્રહણી વિગેરે અનેક દરદો સંપૂર્ણ રીતે નાબુદ થાય છે.

કેટલાએક વૈદ્યો માને છે કે ચાવીને ખાધેલી હરડે જઠરાગ્નિ વધારવામાં વિશેષ મદદ કરે છે, વાટીને લેવાથી દસ્ત ઉતારવામાં વિશેષ ઉપયોગી થાય છે, બાફીને સેવવાથી સંગ્રહણી વિગેરેના ઝાડાને બંધ કરે છે અને ઘીમાં તળીને ખાવાથી ત્રણે દોષોને મટાડે છે, અને તેથી જુદાં જુદાં કાર્યોને માટે તેનું ચૂર્ણ, પાક, મુરબ્બા, અવલેહ, વિગેરે જુદી જુદી બનાવટો પણ ઉપસ્થિત થઇ છે.

હરડેની વિજયા, ચેતકી, પુતના વિગેર જુદી જુદી જાતો મેળ-વવાને માટે આજકાલના વૈદ્યો પ્રયત્ન કરતા હોય એમ જણાતું નથી, ગમે તે જાતની હરડે હાથમાં આવે પરંતુ જો તે નવીન, ચી-કણી, મજબુત, ગોળ, વજનમાં ભારે એટલે પાણીમાં નાંખવાથી

કુણી જાય તેવી અને આશરે બે રૂા. ભાર વજનની હોય તો તે ઊત્તમ છે એવું માને છે

માત્ર આર્ય વૈદ્યોજ નહિ પરંતુ યુનાની હકીમો તેમજ યુરોપીઅન ગ્રંથકારો પણ આ દવામાં વિવિધ જાતના ગુણો રહેલા છે એમ માને છે. આરબ લોકો કહે છે કેઃ-ઘરની સંભાળ રાખવામાં જેવી રીતે ઓરત કામ કરે છે તેવીજ રીતે હરડે પણ પેટ સાફ રાખવાનું કાર્ય બજાવે છે. ફારમાકોગ્રાફીઆ ઇંડીકાના ગ્રંથકારો કહે છે કે મરડો અને અતિસારના વ્યાધિઓ મટાડવામાં આ ઔષધ અત્યંત ઉપયોગી માલમ પડ્યું છે. અને તેથી બહુ અજાએબ થવા જેવું છે કે આ નામાંકિત અને કીંમતી ઔષધને યુરોપીઅન વૈદ્યોએ પોતાની પ્રેક્ટીસમાંથી શા માટે છોડી દીધુ હશે ?

આ ઔષધિના ઉપયોગીપણાને લેઇને પ્રાચીન વૈદ્યોએ તેની જે જે બનાવટો નિર્માણ કરી છે તે એટલી બધી છે કે જો તે દરેકનું વર્ણન કરવા બેસીએ તો એક સ્વતંત્ર ગ્રંથ ઉત્પન્ન થાય, અને તેથી આ સ્થળે માત્ર, થોડી એક અત્યંત ઉપયોગી બનાવટો આપીનેજ આપણે સંતોષ માનીશું.

૧. ઋતુ હરીતકી રસાયન—સારી ઊંચી જાતની અને વજનમાં લગભગ બે તોલા થાય તેવી હરડે લેઇને તેમાંથી ઠળીઆ કાઢી નાંખીને શિલિક રહેલા દળને ખાંડી ચૂર્ણ કરીને એક મજબુત બુચ વાળી કાચની બાટલીમાં ભરી રાખવું. આ ચૂર્ણ દરરોજ પ્રકૃતિને માફક આવે તેટલું એટલે ા થી ાા તોલા જેટલું લેઇને વર્ષાઋતુમાં થોડાએક સિંધવ સાથે, શરદ ઋતુ એટલે ભાદરવા, આસોમાં સાકર

સાથે, હેમંત ૠતુ એટલે કાર્તક, માગશરમાં સુંઠ સાથે, શીશીર ૠતુ એટલે પોષ–મહામાં લીંડીપીપરની ભૂકી સાથે, વસંત ૠતુ એટલે ફાગણ, ચૈત્રમાં મધ સાથે અને ગ્રીષ્મ ૠતુ એટલે વૈશાખ, જેઠમાં જુના ગોળ સાથે એ પ્રમાણે બારે માસ ખાવાથી રસાયનના જેવો ગુણ કરે છે અને તેથી તેના સેવનથી અર્શ, દમ, ખાંસી, તાવ, પાંડુરોગ, દષ્ટિની નબળાઇ, હેડકી, ચામડીનાં દરદો, ઝાડો, મરડો સંગ્રહણી, ચકરી, અજીર્ણ, ચુક, શુળ, પ્રમેહ, છાતીની બળત્રા, ખાટા ઓડકાર, જીર્ણજ્વર, વિષમજ્વર, વૃદ્ધાવસ્થાના લીધે આવેલી નબળાઇ વિગેરે દરદો દુર થાય છે. તેમજ એકલી શરદ ૠતુમાં ખાવાથી પણ મેલેરીઆની ઝેરી હવાથી દર વર્ષે આવતો તાવ, કમળો વિગેરે દરદો દુર થાય છે, વળી આ ઔષધનું હમેશાં સેવન કરનાર મનુષ્યના શરીરમાં કોઇ પણ જાતના ઝેરી પરમાણુઓનો સંચય ન થતાં દરરોજ મળ માર્ગે નીકળી જાય છે અને તેથી પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, ડુંટીયું વિગેરે કોઇપણ જાતનાં ઊડતાં ચેપી દરદો તેને લાગુ પડી શકતાં નથી એ પણ અનુભવથી સિદ્ધ થયું છે. પ્રાચીન ઋષિઓએ તો દરરોજ બે હરડેનું ચૂર્ણ ખાવાને લખ્યું છે, પરંતુ આજકાલનાં મનુષ્યો કે જેઓ પૂર્વવત્ બળવાન્ ન હોતાં માત્ર નામનાંજ મનુષ્યો છે તેઓ એટલું પ્રમાણ જીરવી શકે નહિ એમ ધારીને હાલના સમયને અનુસરતું પ્રમાણ આપવામાં આવ્યું છે, છતાં કોઇને માફક આવે તો વધુ માપ લેવાને પણ હરકત નથી આ પ્રયોગમાં જે સિંધવ, સાકર, સુંઠ, લીંડીપીંપર વિગેરે ચીજો ઊમેરવાની છે તે હરડેના ચૂર્ણથી ચોથા ભાગની ઊમેરવી.

૨. મળ શુદ્ધિનું ચૂર્ણ—હરડે દળ બે ભાગ, મીંઢી આવ-

ળનાં પાંદડાં બે ભાગ, રેવંચી એટલે રૂઆર્ઝ ૦ાા ભાગ, કાળાં મરી-આં ૦ાા ભાગ, સુંઠ એક ભાગ, સંચળ ૦ાા ભાગ. અને સીંધવ લુણ એક ભાગ લેઇ સર્વેને સાથે ખાંડીને એ ચૂર્ણ જરૂર હોય ત્યારે રાત્રિના સમયે ૦ા તોલા જેટલું ગરમ પાણી સાથે લેવાથી સવારના એકાદ, બે દસ્ત સાર આવે છે, વળી આ રેચક દવાની ખાસ ખુબી એ છે કે જેમ બીજી રેચક દવાઓ લેવાથી તેઓનો રેચ થયા બાદ પાછી એકાદ, બે દિવસ સુધી કબજીઅતની અસર જણાય છે, તેવી રીતે આનો રેચ થયા પછી કબજીઅત જણાતી નથી.

ડ. અભયાખંડ—હરડે, બહેડાં, આમળાં, નાગરમોથ, તજ, તમાલપત્ર, ઇલાયચીના દાણા, નાગકેસર, અજમો, સુંઠ, કાળાં મરી-આં, લીંડીપીંપર, ધાણા, વરીઆળી, સવા, અને લવિંગ એ દરેક ચીજ એક, એક રૂા. ભાર, નસોતરના મુળીયા ઉપરની છાલ આઠ રૂા. ભાર, સોનામુખી એટલે મીંઢી અ.વળનાં પાંદડાં આઠ રૂા. ભાર અને સારી ઊંચી જાતની ઠળીઆ કાઢી નાંખેલી હરડે બત્રીશ રૂા. ભાર લેઇ સર્વેને બારીક ખાંડી કપડે ચાળેલું ઝીણું ચૂર્ણ બનાવવું, ત્યારબાદ સાકર ૬૪ રૂ ભાર લેઇ તેની ઠરી જઈ ચોસલાં પડે તેવી ચાસણી બનાવી તેમાં આ ચૂર્ણ, તથા સોળ તોલા ગુલાબનાં ફુલ, અને તેટલીજ બીયાં કાઢી નાંખેલી કાળી દ્રાક્ષ નાંખી સર્વેને સારી પેઠે હલાવી એકત્ર કરીને એક બરણીમાં ભરી રાખવું. અને જરૂર હોય ત્યારે એક તોલા જેટલું ખાઇ ઉપર ગરમ જળ અથવા દુધ પીવું. જમ્યાબાદ પેટમાં આવતું શૂળ, ખાટા ઓડકાર, અમ્લ-પીત્ત, અર્શ અને નળબંધ વાયુનો માટે આ એક ઉત્તમ ઓષધ છે, તેમજ બીજા પણ હરકોઇ દરદમાં જો દસ્તની કબજીઆત રહેતી હોય

તો બીજું કોઇ પણ ઔષધ આપવા કરતાં આ ઔષધ આપવાથી ઉત્તમ પ્રકારે મળશુદ્ધિ થાય છે. વળી નાળીએરના પાણી સાથે આ ઔષધનું સેવન કરવાથી ખોરાક લીધા બાદ થતી ઉલટી દુર થાય છે. કોઈપણ જાતની તકલીફ. ચુંક, શુળ, પીડ, અરૂચિ, મોળ, કે બળત્રા ઉત્પન્ન કર્યા સિવાય તેમજ આંતરડાંમાં કોઇપણ જાતની ઇજા કર્યા સિવાય સુખપૂર્વક રીતે મળનો ખુલાસો કરનારૂં આના જેવું બીજું કોઇ પણ ઔષધ ઉત્તમ નથી.

૪. **અમૃત હરીતકી**—સારી ઊંચી જાતની હરડે એકસો લેઇ તેઓને ગાયની છાશ સાથે ઉકાળતાં જ્યારે સારી રીતે બફાઇ જાય ત્યારે છાશમાંથી વીંણી લેઇ તે દરેક હરડેનું માથું કાપીને તેમાંથી ઠળીઆ કાઢી નાંખવા અને ત્યાર પછી લીંડીપીંપર, મરીઆં, સુંઠ, તજ, ચિત્રાનાં મુળ, ચવક, સિંધાલુણ, સંચળ, કાચલુણ બીડલુણ સમુદ્રનું મીઠું, અજમો, અજમોદ, જવખાર, સાજીખાર, ટંકણ, શેકેલી હીંગ અને લવિંગ એ દરેક ચીજ ચાર, ચાર, તોલા લેઇ ખાંડી બારીક ચૂર્ણ કરી ત્રણ દિવસ સુધી ખાટાં લીંબુના રસમાં તે ચૂર્ણને ભીંજાવી રાખીને પછી તે ઠળીઆ કાઢી નાંખેલી હરડેમાં ભરવું, અને પછી તે હરડેને તાપે સુકીને બરાબર રીતે સુકાવા દેઇ એક બાટલી-માં ભરી રાખવી. દરરોજ સવારના આ હરડેમાંથી એક લેઇને ખા-વાથી અજીર્ણ અને મંદાગ્નિનાં વિવિધ જાતનાં દરદો દુર થાય છે, જઠરાગ્નિ અત્યંત પ્રબળ થાય છે, તેમજ પરદેશનું પાણી લાગવાથી થયેલી બિમારી પણ ટળી જાય છે. વળી કોલેરાના સમયમાં દરરોજ એક હરડેનુ સેવન કરવામાં આવે તો તેનો ઉપદ્રવ લાગુ પડતો નથી.

૫. **અગસ્તિ હરીતકી**—ગીલીનું મૂળ, અરણીનું મુળ, અર-

ડુસાનું મુળ, પાડળ કે ટાંકયનું મુળ, શીવણનું મુળ, ઉભી ભોંયરીંગણીનું મુળ, બેઠીભોંયરીંગણીનું મુળ, શીલીપર્ણી, પુષ્ટિપર્ણી, ગોખરૂનું મુળ, કૌચનું મુળ, શંખાવળી, પડકચુરો, કાંસકીનાં મુળ, ગજપીપર, ભારંગ, ઉપલેટ, અઘેડાનું મુળ, પીંપળામુળ, ચિત્રકમુળ એ દરેક ચીજ આઠ, આઠ તોલા લેઇ ખાંડી ખોખરી કરી બત્રીસ શેર પાણીમાં નાંખવી અને તે પાણીમાં ૨૫૬ તોલા જવ તથા ઊંચી જાતની એકસો હરડેની એક ઝીણા કપડામાં ઢીલી પોટલી બાંધીને મુકવી. આ પાણીને ઉકાળતાં જ્યારે ચોથા ભાગનું એટલે આઠ શેર પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું અને હરડેને ફોલી ઠળીઆ દુર કરતાં જે ગર્ભ નીકળે તે તથા જવને એક કપડામાં નાંખી છીણી લેઇ તેમાંથી જે કુચા નીકળે તે નાંખી દેવા. આ પ્રમાણે નીકળેલા જવ તથા હરડેના ગર્ભને સોળ તોલા ઘી કે તલના તેલ સાથે, શેકી લેવો અને ત્યાર પછી જે ઉકાળાનું પાણી નીકળ્યું હોય તેમાં જુનો ગોળ ચારસો તોલા અને ઉપર પ્રમાણે તૈયાર કરેલો ગર્ભ નાંખીને મંદાગ્નિથી પકાવતાં જ્યારે શીરા જેવો અવલેહ તૈયાર થાય ત્યારે નીચે ઉતારી તેમાં સોળ તોલા લીંડીપીંપરનું ચુર્ણ, તથા તજ, તલાલપત્ર, ઇલાયચી અને નાગકેસર એ દરેકનું ચૂર્ણ એક, એક તોલો નાંખી સારી પેઠે હલાવીને મેળવી દેવું. તેમજ જ્યારે તે બરોબર રીતે ઠંડુ થાય ત્યારે તેમાં સોળ તોલા જુનું મધ ઉમેરવું. આ અવલેહ પહેલવહેલો અગસ્ત ઋષિએ બનાવ્યો હતો, જેથી તે તેઓના નામથી પ્રસિદ્ધ છે. દરરોજ સવાર, સાંઝ એકથી ચાર તોલા જેટલો આ અવલેહ ખાવામાં આવે તો ખાંસી, દમ, ક્ષય, હેડકી, હૃદય રોગ, પાંડુ, સંગ્રહણી, જઠરાગ્નિની મંદતા વિગેરેમાં અત્યંત ફાયદો કરે છે.

**વૃદ્ધ જીવન**—વિદારીકંદ, ઉભીરીંગણીનાં મુળ, ભોંયરીંગણી પૃષ્ટિપર્ણી (તે ન મળે તો ભોંયરીંગણી લેવી), ગોખરૂનાં મુળ, બીલીનાં મુળ, અરણીનાં મુળ, અરડુસાનાં મુળ, શીવણના મુળ, તે ન મળે તો દ્રાક્ષ લેવી) પાડળ કે કાંકચનાં મુળ, સાટોડીનાં મુળ કાંસકીનાં મુળ, એરંડ મુળ, મુદ્‌ગપર્ણી, માષપર્ણી (આ બે ન મળે તો જેઠીમધનાં મુળ લેવાં) જીવક, ઋષભ, (આ બે ન મળે તો તેઓના બદલે ગળો અને વાંસકપુર લેવાં) મેંદા, (આને બદલે આસંધ લેવી) ડોડીનાં મુળ, શતાવરીનાં મુળ, મુજ, ડાભ, કાસ, શેરડી તથા ડાંગરનાં મુળ એ દરેક ચીજ આઠ, આઠ રૂ. ભાર, સારી ઊંચી જાતની હરડે એક હજાર અને આમળાં ત્રણહજાર, લેઇ તે બધાંનું જે વજન થાય તેથી દશગણા પાણી સાથે ઉકાળતાં જ્યારે દશમા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી પાણીને કપડાવડે ગળી લેવું. અને હરડે તથા આમળામાંથી ઠળીઆ કાઢી નાંખી ગર્ભને કપડાવડે છીણી લેઇ તેમાંથી જે રેસા તથા કુચા નીકળે તે નાંખી દેવા અને નીકળેલા ગર્ભને ૫૧૨ તોલા તેલ અને ૭૬૮ તોલા ઘી સાથે શેકી લેવો. પછી ઉકાળાનાં ગળી લીધેલા પાણીમાં ૪૪૦૦ તોલા સાકર અને આ શેકેલો ગર્ભ નાંખીને મંદાગ્નિથી પકાવતાં જ્યારે શીરાની માફક પાક તૈયાર થઇ ઘી અને તેલ છુટું પડે ત્યારે ઉતારી લેઈ તેમાં બ્રાહ્મી, લીંડીપીપર, શંખાવળી, મોથ, નાગરમોથ, વાવડીંગ, ચંદન, અગર, જેઠીમધ, હળદર, ઘોડાવજ, નાગકેસર, ઇલાયચી અને તજ એ દરેક ચીજ ચાર, ચાર તોલા લેઇને કરેલું ચૂર્ણ ઉમેરવું અને જ્યારે તે સારી પેઠે ઠંડું થાય ત્યારબાદ એટલે બીજા દિવસે તેમાં ૬૪૦ તોલા જુનું મધ મેળવવું. દરરોજ ભૂખને ન રોકે એટલું

આ ઔષધ લેવું એટલે પ્રથમ એકાદ, બે રૂા. ભારથી શરૂ કરીને જેમ જેમ માફક આવતું જાય તેમ તેમ પ્રમાણ વધારીને આઠ દશ તોલા સુધી વધવુ, અને ઔષધ સારી પેઠે પચી જાય ત્યારે તેના ઉપર કેવળ મીઠા મોળા સાઠી ચોખા અને દુધનુંજ ભોજન લેવું.

આ ઔષધ પહેલ વહેલું બ્રહ્માએ બનાવ્યું હતું જેથી તે "બ્રાહ્મ રસાયન" ના નામથી પ્રસિદ્ધ છે. વૈખાનસ અને વાલખિલ્ય વિગેરે ઋષિઓ એના સેવનથી અમિત આયુષ્યવાળા થયા હતા. વળી તેઓ વૃદ્ધાવસ્થામાંથી મુક્ત થઇ નવયુવાન્ બન્યા હતા. તદ્રાઅનેકલાન્તિથી રહિત થઇ નિરોગી બન્યા હતા, એટલુંજ નહિ પરંતુ આ ઔષધનું કુટી પ્રાવેશિક રસાયન વિધિ કે જે આ પુસ્તકનાં ત્રીજા ભાગમાં આમળાના પ્રકરણમાં બતાવવામાં આવી છે તે રીતે સેવન કરવાથી ઊતમ બળ, બુદ્ધિ અને સ્મરણ શક્તિથી યુક્ત થઇ ચિરકાલ પર્યંત બ્રહ્મચર્યને ધારણ કરી તપ કરવાને શક્તિવાન થયા હતા, અને તેથી દીર્ઘ આયુષ્ય, તરૂણાવસ્થા અને ઉત્તમ, બળ, બુદ્ધિ પ્રાપ્ત કરવાની જેની ઇચ્છા હોય તે આ ઔષધનું સેવન કરે.

ચરક સંહિતા.

જો રસાયન વિધિથી આ પ્રયોગનું સેવન કરવામાં આવે તો તે શાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણે યથાર્થ ગુણ કરે એમાં તો કંઇ પણ શંશય નથી, પરંતુ કેવળ એક ઔષધ તરીકે એનું સેવન કરવાથી પણ તેના ઘણા અજબ ગુણો અનુભવમાં આવ્યા છે. આ પ્રયોગમાં મુખ્ય ભાગ હરડે તથા આમળાંનો સમાએશ છે, અને તે બંન્ને ચીજો શરીરની અંદર એકઠાં થયેલાં રોગોત્પાદક તત્વોને દુર કરી દીર્ઘ જી-

જનને અનુકુળ તત્વોને વધારનારી છે. વળી હરડે વાયુ, પીત, અને કફનું અનુલોમન કરે છે અર્થાત તેઓને યથાર્થગતિમાં મુકે છે. આ દોષો એટલે વાયુ, પિત્ત કે કફની ગતિ પ્રતિકુળ થાય ત્યારેજ રોગ થાય છે, પરંતુ એમ વિપરીત થયેલા દોષોને હરડે અનુકુળ સ્થિતિમાં લાવે છે જેથી તેના સેવનથી દરેક દરદો દુર થાય છે તેમાં કંઈપણ આશ્ચર્ય નથી !

હરડે સર્વે રોગોને શાન્ત કરે છે એટલુંજ નહિ, પરંતુ તે જ્ઞાનેન્દ્રિયોને પણ બળવાન બનાવે છે, કોઢને કાઢી નાંખે છે, ક્ષયનો ક્ષય કરે છે, અગ્નિને દીપન કરે છે, ખોરાકને પાચન કરે છે, આંતરડામાં રહેતા પવનને અળગો કરે છે, રૂધિરને શુદ્ધ કરે છે, જેથી તેના સેવનથી ઉદાવર્ત, બંધ કોશ, પાંડુ, ગુલ્મ, અને અર્શના વિકારોનો વિનાશ થાય છે એ ખાસ અનુભવની વાત છે.

વળી તે સંગ્રહણીના દરદનો કટ્ટો શત્રુ છે, ઘણા દિવસનો જુનો એકાંતરીઓ કે ચોથીઓ તાવ પણ હરડેના સેવનથી દુર થાય છે. જુનો મંદાગ્નિ, અતિસાર, મરડો, અરૂચિ વિગેરે ઉપર તેની અસર સર્વોત્તમ છે. ખાંસીનાં દરદો માટે તો તેની ખ્યાતિજ છે, અને પ્રમેહ, ગુરદાનો વરમ, આનાહ, આફરો, બરોળ, કમળો, કૃમિ, સોજા, શ્વાસ, નિર્બળતા, જીર્ણજ્વર, હૃદયરોગ વિગેરે દરદો પણ હરડેથી ટળી જાય છે એ વાત કંઇ આજે નવિન નથી.

જે ગુણ અને જે કામ હરડે કરે છે તેજ ગુણ અને તેજ કામ આંબળાં પણ બજાવે છે, તફાવત માત્ર એટલોજ છે કે હરડે ઉષ્ણવીર્ય હોવાથી વાયુ અને કફ ઉપર સારી રીતે બંધ બેસતી આવે

છે, ત્યારે આમળાં શીતવીર્ય હોવાથી પિત્તની વિકૃતિને દુર કરવામાં અદ્વીતિય કાર્ય કરે છે, અને તેથી જ્યારે એ બે સાથે મળે છે ત્યારે સમશિતોષ્ણ એટલે ગમે તેવી પ્રકૃતિમાં માફક આવે એવું એક અમૃતજ ઉત્પન્ન થાય છે, અને તેથી તેના સેવનથી દરેક દરદ તો દુર થઇ જાયજ. પરંતુ અજરામર થવાય તેમાં પણ કંઇ આશ્ચર્ય નથી.

જો કે આ ઔષધમાં આવા ઉત્તમ ગુણો સમાએલા છે, પરંતુ તે શરીરના દરેક અવયવો ઉપર ક્રમે ક્રમે પોતાની અસર કરતું જઈ ધીમે ધીમેજ ફાયદો બતાવે છે, અને તેથી ઇચ્છિત ફળની સિદ્ધિના માટે તેનું દીર્ઘ કાળ પર્યંત સેવન કરવામાં આવે તોજ ગમે તેવા હઠીલા દરદને પણ તે દુર કરી શકે છે, પરંતુ અફસોસ! કે હડહડતાં ઝેરો પેટમાં ઘાલી સો વર્ષથી થયેલા વ્યાધિને છ કલાકની અંદર દુર કરવાની જીજ્ઞાસાવાળા વાયરલેસ ટેલીગ્રાફના જેવા વેગથી દોડતા આ ધાંધલીઆ જમાનામાં દરદીઓ એટલી ધીરજ રાખી શકે કે કેમ, તે વિચારવા જેવું છે,



# અમારાં અત્યંત લોકપ્રિય પુસ્તકો.

જંગલની જડીબુટ્ટી ભાગ ૧ લો—શોધિતવર્દ્ધિત દ્વિતીયાવૃત્તિ.
કિંમત—કાચા પુંઠાના રૂા. ૦—૮—૦ પાકા પુંઠાના રૂા. ૦—૧૨—૦
„ „ ભાગ બાજો „ „ કિંમત—કાચા પુંઠાના રૂા. ૦—૧૦—૦
પાકા પુંઠાના ૦—૧૪—૦
„ „ ભાગ ત્રીજો „ „ કિંમત રૂા. ૦—૧૦—૦ પાકા પુંઠાના રૂા.૦-૧૪-૦
„ „ ભાગ ચોથો „ „ કિંમત રૂા. ૦—૧૦—૦ પાકા પુંઠાના રૂા.૦-૧૪-૦
„ „ ભાગ પાંચમો „ કિંમત રૂા. ૦—૧૦—૦ પાકા પુંઠાના રૂા.૦-૧૪-૦
„ „ ભાગ છઠ્ઠો „ „ જાન્યુઆરી સને ૧૯૨૨માં બહાર પડશે,
કિંમત કાચા પુંઠાના રૂા. ૦—૧૨—૦ પાકા પુંઠાના રૂા. ૧—૦—૦
પશુ ચિકિત્સા—કિંમત રૂા. ૧—૪—૦ અમૂલ્ય રત્નભંડાર રૂા. ૦—૩—૬
આકાશવાણી—કિંમત. રૂા. ૦—૧૨—૦ પાકા પુંઠાના રૂા. ૧—૦—૦
પ્રાચીન મહાત્માઓની અલૌકીક વિદ્યાઓ—પ્રથમ ભાગ—કિંમત
રૂા. ૦—૮—૦ પાકા પુંઠાના રૂા. ૦—૧૨—૦.
પ્લેગ અથવા મરકી—કિંમત. રૂા. ૦—૮—૦ પાકા પુંઠાના રૂા. ૦—૧૨—૦
પ્રાચીન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ—દ્વિતીય ભાગ. આવતા વર્ષની શરૂઆતમાં બહાર પડશે. કિંમત. અગાઉના ગ્રાહકો પાસેથી રૂા. સવા, પાછળથી રૂા. બે.
ચિકિત્સાતત્ત્વસુધાસિંધુ—અગાઉના ગ્રાહકો પાસેથી રૂા. પાંચ, પાછળથી રૂા. છ. પોસ્ટ તથા પેકિંગ ખર્ચ દરેક પુસ્તકના માટે જુદું સમજવું.

